નૂતન કામવિજ્ઞાન ૩–૮–૦
ગાંધીજીની સ્વરાજ્યસાધના ૩–૮–૦
બંદીવાન ૨–૦–૦
વંચિતા (અનુરૂપાદેવી) ૩–૮–૦
અધિકાર (નારાયણબાબુ) ૩–૮–૦
સુરમા ( „ ) ૩–૦–૦
વિશ્વયુધ્ધને પગલેપગલે ૨–૮–૦
દેશવટો (પૂર્વાર્ધ) ૩–૦–૦
„ (ઉત્તરાર્ધ) ૨–૮–૦
હિન્દીના શ્રેષ્ઠ વાર્તાઓ ૩–૦–૦
પુરુષાર્થની પ્રતિમાઓ ૨–૪–૦
ગોદ
મહાર
જાતી
સ્ત્રીએ
વિશ્વ
લગ્ન
લગ્ન
વરદા
મસ્ત
વર્મા
સુહા
દેવદા
મારા
દશમી
બળવ
લયલ
વિરા
કથા
કથા




કથા કલગી ૨–૮–૦
નેચર ક્યોર (કુદરતી ઉપચારો) ૨–૮–૦
પાણીના સાથિયા ૨–૮–૦
ભયંકર ભૂજંગ ૧–૮–૦
માયાની પૂતળીઓ ૧–૮–૦
પારસમણી અને હૃદયતેજ (Will Power) ૨–૮–૦
ગુલે પોલાંડ (ઉમાશંકર જોશી) ૧–૦–૦
પોલાંડનો તારણહાર ૧–૦–૦
Gandhi is India ૧-૧૨-૦

**સી. શાંતિલાલની કંપની : બુકસેલર્સ : મુંબઈ ૨**

વર્તમાન યુગનો પ્રતિનિધિ ક્રાંતિકારી લેખક
યુજેન ચીરિકોવ કૃત Prisoner નો અનુવાદ

# બંદીવાન

: અનુવાદક :

સૌ. શારદાદેવી



: પ્રકાશક :

સી. શાંતિલાલ એન્ડ કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૮૬ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨.

# પ્રસ્તાવના

સોવિયેટ સંઘ ક્રાંતિની ભૂમિ છે. જીવનનાં સૌ ક્ષેત્રે ત્યાં પરિવર્તનો થયાં છે. અને એ પરિવર્તનોમાં સૌનું ધ્યાન ખેંચે એવું મહાપરિવર્તન સાહિત્ય ક્ષેત્રમાં થયું છે. જાણે સાહિત્યને આ કાળમાં ત્યાં નવુંજ કલેવર મળી ગયું છે. રશિયાના ગઈ પેઢીના પ્રતિનિધિઓ જો ટોલ્સ્ટોય, દોસ્તોવસ્કી અને મેટ્રોવ હતા, તો વર્તમાન પેઢીના પ્રતિનિધિઓ ગોર્કી, શેમેનોવ અને ચીરંકાવ છે.

પણ આ સૌમાં વિશિષ્ટ છાપ પાડતો કળાકાર યુજેન ચીરંકાવ છે. યુજેન ચીરંકાવ ક્રાંતિનાં પારણે ઝૂલીને જ મોટો થયો છે. ગોર્કીમાં આપણને ભૂતકાળના પડછાયા પડતા દેખાશે. શેમેનોવમાં આપણને બુર્ઝવા ખ્યાલોનું ભાન દેખાશે, પરંતુ ચીરંકાવમાં તો ક્રાંતિકારી રૂસનાં જ આપણને દર્શન થવાનાં.

ચીરંકાવે બહુ લાંબી નવલકથાઓ નથી લખી. તેણે તો સ્વાનુભવના પ્રસંગો જ આલેખ્યા છે. પણ સાચી કળા અનુભવનું જ પરિણામ હોઈ શકે. જેનો લેખક પોતે અનુભવ ન કરી શકે તેનો તે વાચકને અનુભવ કરાવે પણ શી રીતે? અને આ કારણે જ વ્યોમવિહાર કરતી બુર્ઝવા કળા કરતાં વાસ્તવના પાયા ઉપર રચાતી શ્રમજીવીની કળા વધારે આકર્ષક બને છે. ચીરંકાવની કળા એ આવી શ્રમજીવીની કળાનો નિર્મળ નમૂનો છે.

'બંદીવાન' (Prisoner) નું વસ્તુ પણ ક્રાંતિકાળમાંથી જ લેવાયું છે. એમાં ક્રાંતિકારી જુવાનનું જો સ્પષ્ટ પ્રતિબિંબ છે, તો સાથે સાથે જ વત્સલ માતાની ઊર્મિનું પણ તાદૃશ ચિત્ર છે. જેને કારણે આ અનુવાદ કરવાની પ્રેરણા જાગી છે.

ચિરંકાવને કોઈ વિદ્યાપીઠમાં તાલીમ નથી મળી. પણ વિદ્યાપીઠોમાં શ્રેષ્ઠ એવી અનુભવ વિદ્યાપીઠમાં એ ઘડાયો છે. અને આજે તો રૂસના પ્રથમ હરોળના સાહિત્ય સ્વામીઓમાં તેની ગણના થાય છે.

સોવીયેટ સંઘ આજે અજેય બન્યું છે, તેનાં કારણોમાં સૌથી પ્રબળ કારણ આવા માડી જાયાઓની ખડતલ ને પ્રમાણિક વાસ્તવવાદી ને સર્જક પ્રતિભા છે એમ જો કહેવામાં આવે તો તેમાં જરાયે અતિશયોક્તિ નથી.

માતા પિતાથી પણ અધિક વાત્સલ્ય
વરસાવી સ્વર્ગસ્થ બનેલા
મારાં
સાસુ અને સસરાની
સ્મૃતિને

૧

ટનનનન્ ટન્ ટન્ ટન્...હંમેશ માફક ઘંટડી વાગતી, સિગ્નલ પડતું, અને છુક્ છુક્ છુક્ કરતી આગગાડી આવીને પ્લેટફોર્મ ઉપર ઊભી રહેતી. વૃદ્ધા ચોંકીને એ તરફ નજર નાંખતી, દરેક ડબ્બાની બારીમાંથી ઉત્કંઠાથી અંદર નીરખતી અને દરેક મુસાફરને ઉત્કંઠિત દૃષ્ટિએ જોયા કરતી. પરંતુ તેનો દીકરો તેની નજરે પડતો નહિ. આ રીતે તે આખી આગગાડી ફરી વળતી, પરંતુ દરરોજ તેને નિરાશા જ મળતી.

થોડા વખત પછી ફરી ટનન્ કરતો અવાજ આવતો, છુક્ છુક્ કરતી આગગાડી ચાલી જતી, અને મુસાફરો પોતપોતાને રસ્તે પડતા. પ્લેટફોર્મ સુનકાર બની જતું. રહી જતાં એ વૃદ્ધ આડી અને તેની ઠંડી આહ !

આ પ્રમાણે તે રોજ સાંજે સ્ટેશન પર આવ્યા કરતી. ઓહોહો ! આજ કેટલા દિવસ થયા મેરીઆ પોતાના વહાલસોયા પુત્રની વાટ જોઈ રહી હતી ! નિત્ય ઘંટડી વાગે છે, સીટીનો તીણો અવાજ આવે છે, પાછો એનો એ છુકછુકાટ, ચડઉતર અને આવજાવ, પરંતુ...નિકોલસનો કંઈ પત્તો નહોતો.

"હે પ્રભુ ! આમ થવાનું શું કારણ હશે ?" મેરીઆ વિચારે ચઢતી, "એ કુશળ તો હશેના ! !" વૃદ્ધા નિરાશ થઈને

પ્લેટફૉર્મ પર ઘૂમતી, તેની આંખો આંસુથી છલકાતી, અને અશ્રુપ્રવાહ ગાલ ઉપર ટપકવા લાગતો.

એક દિવસ સ્થાનિક પોલીસ દરોગો ઊતર્યો. તેનું સ્વાગત કરવા તેની સ્ત્રી અને બાળકો આવ્યાં હતાં. બીજે દિવસે ગામનો ધર્મગુરુ ઉતર્યો. એ પ્રમાણે દરરોજ કોઈ આવતાં અને કોઈ જતાં. પરંતુ નિકોલસને ક્યાંય ન જોતાં વૃદ્ધાનું વાત્સલ્યઝરણુ સુકાઈ જતું. કોઈ કોઈ વાર લીલી ટોપીવાળા મુસાફરોને દેખી, મેરીઆ આશાભેર તેમની પાસે જતી, પણ અફસોસ ! તે હમેશાં નિરાશ જ થતી !

એક દિવસ પોતાની આંખોમાં અવિશ્વાસ લાવી તેણે પ્લેટફૉર્મ પર સાવરણો ફેરવતા ભંગીને પૂછ્યું, "આ ગાડી ક્યાં જાય છે ?"

"મોસ્કો." તેણે જવાબ આપ્યો.

"આવે છે ક્યાંથી ભાઇ ? કીફથી આવે છે ને ?"

"હા, હા, કીફથી, કીફથી, શું છે તારે ?" ભંગી જરા ચિઢાઇને બોલ્યો.

વૃદ્ધા ઉત્સુકતાથી એક દિશા તરફ જોવા લાગી—જે દિશામાં કીફ વસેલું હતું. અંધકાર પોતાનું સામ્રાજ્ય જમાવવા તલપાપડ થઇ રહ્યો હતો, તેથી તેની નજર વધારે દૂર ન પહોંચી. તેની દૃષ્ટિ સમક્ષ કોઇ લીલી ટોપીવાળા વિદ્યાર્થીની મૂર્તિ ખડી થઇ. તે પોતાના પુત્રના ધ્યાનમાં મગ્ન થઇ ગઇ. તેના મોઢા ઉપર વિષાદ પથરાઇ ગયો. પરંતુ એ જ ક્ષણે ભંગી પ્લેટફૉર્મ વાળતો વાળતો તેની નજીક આવી પહોંચ્યો. તે ચોંકી, સ્વપ્ન નિદ્રામાંથી

જાગી, અને તેને ન દેખાયો કોઈ મુસાફર કે ન દેખાયો લીલી ટોપીવાળો વિદ્યાર્થી. ફરીથી બધું તેને સૂનું સૂનું ભાસવા લાગ્યું.

આ પ્રમાણે અનેક આશાનાં અવલંબનધારી મેરીઆ હરહંમેશ સ્ટેશન પર આવી જતી. પરંતુ દરરોજ આશા તેનું સ્વાગત કરતી, અને નિરાશા વિદાય આપતી, અને તે ઘર ભણી ભારે પગે પાછી ફરતી. રસ્તામાં તે ઊના નિસાસા નાંખ્યે જતી, અનેક વિચારોને લીધે તેનું માથું ભમવા લાગતું. આ સમયે તે એવી નિઃસહાય લાગતી કે તેના પર પાષાણ હૃદયીને પણ દયા છૂટે.

કોઈ વાર પાછા ફરતાં ફરતાં તેના મનમાં એક શંકા ઉદ્ભવતી. "કદાચ અનેક માણસોની ગીરદી અને કોલાહલમાં મેં તેને ન દેખ્યો હોય! તે જરૂર આગગાડીમાંથી ઊતર્યો જ હશે, અને ઘેર જઈશ એટલે તે જરૂર મળશે!"

આ વિચારો સાથે જ વળી આશાનાં અંકુરો ફૂટતાં, અને તે ઉતાવળે પગલે ઘર તરફ જવા લાગતી. તેના પગમાં જોર આવી જતું, અને તે ઝટપટ ઉપડતાં. જેમ જેમ તે ઘરની નજદીક આવતી તેમ તેમ તેના વાત્સલ્યઅણુઓ જોરમાં ઊડવા લાગતાં, અને હૃદય ઝડપથી ધબકવા લાગતું. તેને થતું, "નક્કી નિકોલસ ઘેર આવી જ ગયો હશે."

સાથે સાથે તે ચિંતાથી વિહ્વલ બનવા લાગતી, તેને થતું, "તે આવશે કે તરત તેના બાપ તેને વઢવા માંડશે તો! હવે એને વઢે કે મારે શો લાભ? જે ભૂલ થાય છે તે સુધરતી નથી. છોકરો સહીસલામત ઘેર આવે એ જ ઓછા સૌભાગ્યની વાત છે? દીકરો પોતાનું ભણતર પૂરું કરી, ક્ષેમકુશલ ઘેર આવે,

પછી બીજું શું જોઇએ !" આમ વિચાર કરતી કરતી ઘરના દ્વારમાં જ્યારે મેરીઆ પદસંચાર કરતી ત્યારે તેનું હૈયું અતિશય ઝડપથી ધબકતું.

મકાન જુદી જુદી લતાઓથી આચ્છાદિત થયેલું હતું. મકાનનું વય પણ મેરીઆથી કંઇ ઓછું ન હતું. તે પણ મેરીઆની માફક વૃદ્ધ અને જર્જરિત થઈ ગયું હતું.

અથડાતી કુટાતી મેરીઆ મકાનની સીડી ચઢવા માંડી જતી. દરવાજાનું બારણું ઉઘાડતાં તો તેનું દિલ એક પ્રકારની આશંકાથી કંપવા લાગતું, તે ભયભીત દશામાં ઓરડામાં પ્રવેશતી. પરંતુ ત્યાં પોતાના પતિને એકલા જોઈ તેની આંખે અંધારું આવી જતું. તે નિરાશ થઈને ફસડાઈ જતી, અને થોડો વખત ગણુ-ગણુવા લાગતી.

"ન જ આવ્યો ! નિકોલસ ન જ આવ્યો."

"હું તો પહેલાંથી જ કહેતો હતો કે વાટ જોવી નકામી છે." વૃદ્ધ સ્ટીફન હવામાં હાથ વીંઝતો કહેતો, "તું વગર મફતની સ્ટેશન ઉપર જાઆવ કરે છે. હજુ પણ મનને મનાવી નથી શકતી, ભલા !"

બિચારી મેરીઆ કંઈ જવાબ આપતી નહિ. ત્યાર પછી કલાકો સુધી બંને શાંત થઈ, એક બીજા સામું તાકતાં બેસી રહેતાં. બંનેના હૃદય વ્યાધીથી ભારે બની જતાં. જ્યાં સુધી મેરીઆ સ્ટેશનથી પાછી આવતી નહિ ત્યાં સુધી તેનો પતિ પોતાના ફાટેલ સ્લીપર પહેરી ઓરડામાં આંટા માર્યા કરતો. તે દરમિયાન અનેક ઉદ્વેગો અનુભવતો અને 'ખોં ખોં ખોં'

ઉધરસ ખાઇ તે દબાવતો. જ્યારે મેરીઆ એકલી પાછી આવતી, ત્યારે ખીજાઇ જઇને કહેતો, "એ છોકરાની વાટ જોવી નકામી છે."

રાતના સમયે બંને કલાકો સુધી મુંગા બેસી રહેતા. ઓરડામાં વાતાવરણ તદ્દન શાંત રહેતું, અને દૂર દૂર ભયંકર અંધકાર પણ અવની પર પોતાનો અધિકાર ગાઢ કરતો જતો. બિચારા માતાપિતા આ પ્રમાણે ચુપચાપ બેસી રહેતા. બંનેના મનમાં એક જ વિચારના તરંગો ઉછળ્યા કરતા. તે વખતે તેમના ચહેરા પણ રડુરડુ થઇ રહેતા, માત્ર ઉદ્વેગ દબાવવા તેઓ પોતાના હોઠ દાબીને બેસી રહેતાં.

દિવાલ પર ટાંગેલી જૂની ઘડિયાળ પોતાના ટક્ ટક્ અવાજથી શાંત વાતાવરણનો ભંગ કરતી. તે પણ સ્ટીફનના શબ્દો અનુસાર બોલતી, "વાટ જોવી વ્યર્થ છે!....વાટ જોવી વ્યર્થ છે."

* * *

કોઈ કોઈ વખત સ્ટીફનનો એક મિત્ર ત્યાં આવ્યા કરતો. તે સ્થાનિક બેંકનો મુનીમ હતો. તે જ્યારે આવતો ત્યારે રાજનૈતિક કેદીઓ પર થતા અત્યાચારો વિષે એવી ભયંકર અને કમકમાટી ઉપજાવે એવી વાતો કરતો કે, મેરીઆ અને સ્ટીફનનાં વૃદ્ધ હૃદય કમકમી ઊઠતાં.

"જાણો છો, અપરાધીઓને ક્યાં રાખવામાં આવે છે?" મુનીમ પૂછતો અને પછી પોતે જ પોતાના પ્રશ્નનો ઉત્તર આપતો, "જેલના એક અંધારા અને ભેજવાળા ઓરડામાં—

જ્યાં મચ્છર, માંકડ, કીડી, મંકોડી અને ઉધઇ પોતાનું અનંત સામ્રાજ્ય પ્રસરાવે છે."

પછી એ ફેંકયે રાખતો, "એ અંધારા ઓરડામાં ગટરનું પાણી ભરી કેદીને અંદર ડુબાડીને ગુંગળાવી નાંખવામાં આવે છે એ તો મેં મારી નજરોનજર નિહાળ્યું છે. અરે, એક વખત તો એક યુવાન બાઇ કેદીને ઓરડામાં ઊભી રાખી અને એના ઉપર ગંદા પાણીનો વરસાદ વરસાવવામાં આવ્યો."

"હે ઇશ્વર ! હે નાથ !" આવી ચોંકાવનારી વાત સાંભળી બિચારી મેરીઆ ચીસ પાડી ઊઠતી, અને એની આંખોમાં આંસુઓના સમુદ્રમાં જબરી ભરતી આવતી.

"ઘણી વાર સરકાર આવા કેદીઓને ફાંસીને માંચડે લટકાવી દે છે," મુનીમ મહાશય પોતાની કલ્પનાના ઘોડાઓને તીર વેગે દોડાવતા બોલતા, "કોઇ વખત માફ કરીને છોડી પણ દે છે, પણ એ તો જવલ્લે જ."

આ રીતે ક્રાન્તિકારીઓ સંબંધી સનસનાટીભરી અનેક વાતો કરી મુનીમ બંને વૃદ્ધોને બીવડાવ્યા કરતો. આવી વાતો સાંભળીને મેરીઆ અને સ્ટીફન એવી અગાધ ચિંતામાં ડૂબી જતાં કે રાત્રે એમનાથી આંખનું મટકું પણ ન મારી શકાતું. આખી રાત બંને ઊંડા અને ઊના નિસાસા નાંખતા અને સુનમુન ઓરડામાં આંટા માર્યા કરતાં.

વખત જતાં એવી સ્થિતિ નક્કી મનાઈ ગઇ હતી કે જ્યારે મેરીઆ સ્ટેશન પરથી હતાશ થઇને પાછી ફરતી ત્યારે બુઢ્ઢો સ્ટીફન બોલી જતો, "હવે એને દેખવાની આશા રાખવી એ સાવ વ્યર્થ જ છે."

સ્ટીફન ક્રોધમાં અને ક્રોધમાં આ પ્રમાણે બોલી તો જતો, પણ થોડી વાર પછી મકાન બહાર નીકળી, બગીચામાં એક શણની ઝૂપડી—એનો ઉપયોગ લોકો સ્નાનાગાર તરીકે કરતા–માં ભરાઇ જઇ અંદરથી બારણું વાસી દેતો, ને ત્યાં તે બાળકની જેમ ડૂસકે ડૂસકે રોઇ પડતો. ધરાઇ ધરાઇને તે રોતો, અને એકાંતમાં આ પ્રમાણે કલાકોના કલાકો ગાળી છેવટે નિરાશ થઇને ભગવાનને પ્રાર્થના કરતો, "હે પ્રભુ ! હે પરમ પિતા ! અંતર્યામી ! મારો લાડકો જ્યાં હોય ત્યાં ભલે રહ્યો, મને એની બિલકુલ ચિંતા કે પરવા નથી. પરંતુ, પરમેશ્વર ! ત્યાં તેને હેમખેમ જીવતો રાખજે."

* * *

એક દિવસ સ્ટીફન ઓફિસે ગયો હતો. મેરીઆ રસોડામાં કંઈ કામ કરી રહી હતી. એ વખતે એક જૂની ગાડી ખડ્ડડ્ ખટ્ ખડ્ડડ્ ખટ્ કરતી અચાનક આવી, અને મકાન પાસે ઊભી રહી.

વૃદ્ધાના હાથમાંથી સાવરણી પડી ગઈ. તે આંખે જમણા હાથનો ગોખલો કરી ખડકી તરફ જોવા લાગી, ગાડી પાસે એક સુકલકડી યુવાન ઊભો હતો. તે વિદ્યાર્થી જેવો જણાતો હતો, અને તેનો પહેરવેશ પણ કોલેજના વિદ્યાર્થી જેવો જ હતો. તેની પાસે એક જૂની બેગ પડી હતી. નવજવાન તે ઉપાડવા માટે ગાડીવાન સાથે કંઈક વાત કરી રહ્યો હતો.

અત્યાર સુધી તે નવયુવક મકાન તરફ પીઠ રાખીને ઊભો હતો. પરંતુ વૃદ્ધાએ તો એ જૂની બેગ જોતાં વેંતજ એને પારખી લીધો

હતો. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર વૃદ્ધા, દરવાજા પાસે આવી ઊભી રહી.

"ઓહ ! કોલીઆ ! મારા બચ્ચા !" વાત્સલ્યભાવે વૃદ્ધા છોકરાનાં ગળે વળગી પડી. માતાનું વાત્સલ્ય એટલું બધું ઉભરાઈ આવ્યું કે ઘડીમાં તેની આંખમાંથી આંસુઓનો ધોધ ઉલટતો, તો ઘડીમાં હી...હી....હી કરીને તે હસી પડતી. તેનો બાળક આવી ગયો છે. એવો તેને વિશ્વાસ પણ ન આવ્યો. વારંવાર તે તેનું મુખ ચૂમતી અને પૂછયા કરતી, "બેટા ! તું કુશળ તો છે ને? તારૂં શરીર તો મજામાં છે ને?"

"હા, મજામાં છું." નિકોલસે જવાબ આપ્યો.

"અરે, બેટા ! અમે બંને તો તારે માટે કંઈક તર્કવિતર્ક કરી કરીને અધમૂવા થઈ ગયા." મેરીઆ રૂંધાતા કંઠે બોલી, "તને માફી મળી ગઈ? હે ઈશ્વર ! તેં આજે મારા કોલીઆને...." વૃદ્ધા રડવા લાગી.

નિકોલસે બળતે દિલે પોતાની માતાને છાની રાખી. નવયુવક એકદમ નિર્બળ જણાતો હતો. તેના ચહેરા પર ઉદાસીનતા છવાઈ ગઈ હતી. તેની માતાથી એ છૂપી ન રહી. તે ઘણા વખતથી લાડ લડાવવામાં ન આવ્યો હોય એમ લાગતું હતું.

મેરીઆના આનંદનો તો પાર જ ન હતો. તેનું માતૃહૃદય પુત્રપ્રેમથી ગદ્ગદિત થઇ રહ્યું હતું. તે વારંવાર કહેવા લાગી, "લાવ, બેટા ! બેગ ઉપાડી લઉં. અરે ! અમારી આશાઓના તો સાવ ચુરેચૂરા થઈ ગયા હતા...હું દરરોજ સ્ટેશન પર આવતી, પરંતુ તારા તો ન મળે સર કે સમાચાર, તારી શું સ્થિતિ હશે તેનો ખ્યાલ પણ ન આવે."

"એવું કંઈ ખાસ ન હતું." નિકોલસનો જવાબ આવ્યો, "એ તો થોડા દિવસ થયા જ જેલમાં હતો."

"હેં ! પેલી તોતિંગ દિવાલો પાછળ !" વૃદ્ધા ચોંકીને બોલી ઊઠી, "ત્યારે તો જરૂર પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી હશે અને એ દયાળુના પ્રતાપે જ ફરી આપણે મળી શકયા છીએ...પરંતુ હવે તો તને માફી મળી ગઈને ?"

"નહિ, હજુ માફી તો નથી મળી." છોકરાએ ભારે સાદે કહ્યું, "મને જામીન પર છોડવામાં આવ્યો છે, અને તમારી પાસે રહેવા મોકલ્યો છે."

"બેટા ! તારા માટે એક વિદ્યાર્થીને મેં સ્ટેશન પર પૂછેલું, પણ તે કાંઈ જાણતો નહોતો." માતાએ કાલી ભાષામાં પોતાનું ગ્રામ્યજીવન પૂરવાર કર્યું.

"અમે લોકો એકબીજાને કેમ જાણી શકીએ માડી ?" નિકોલસે માની ભૂલ સુધારી, "મારા જેવા તો હજારો વિદ્યાર્થી ભણતાં હોય."

"અરેરે...! તું કેટલો દુબળો પડી ગયો છે ?" માતાના નયનના નીરસાગરમાં ભરતી આવી. "તેં જરૂર કાંઈ ખાધું લાગતું નથી. ચાલ, તારા માટે ખાવાનું તૈયાર કરું છું." માતાએ પોતાનું વાત્સલ્યવાદળ વરસાવ્યું.



## ૨

નિકોલસ પોતાને ઘેર આવી ગયો. અગાઉની માફક ગૃહ-સંસારનું શકટ સરળ રીતે ચાલવા માંડ્યું. ઓરડાઓ પહેલાની માફક સાફસુફ થવા લાગ્યા. બારણા પર પડદા બાંધવામાં આવ્યા. બગીચામાં જૂની લતાઓ ઝૂલી રહી હતી તેના પર પાણીનો છંટકાવ થવા લાગ્યો. ઓરડાઓ ફૂલોથી મઘમઘી ઊઠ્યા. ઘડિયાળને દિવાલ પર પોતાનું જૂનું સ્થાન મળ્યું. બેઠકમાં ગોઠવવામાં આવેલ ગોળ મેજ, અને તેની પાસે પડેલા સુંદર અને સુશોભિત સોફા જોઇને નિકોલસના સ્મૃતિપટ પર બોલપટના પડદાની માફક અને એટલી જ ઝડપથી, જૂની સ્મૃતિઓનું પ્રતિબિંબ રમવા લાગ્યું. સોફા ઉપરની ચાદરને તો જાણે તે જન્મદિવસથી જ પીછાનતો હોય એમ એને લાગ્યું.

વચ્ચેની દિવાલ પર વર્તમાનપત્રની એક ફાઇલ લટકતી હતી. મેજ ઉપર એક જુગજૂનો ખડિયો અને તૂટેલી કલમ પડયાં હતાં. ખડકી બહાર હરિયાળું મેદાન હસતું હતું, અને એ પરિચિત જનશૂન્ય રસ્તો દેખાતો હતો. મેદાન અને માર્ગ બંને પહેલાંની માફક જ શાંત અને એકલા હતા. મકાનના એક ખૂણામાં કબુતરે માળો બાંધ્યો હતો, અને તેની પાસે જ એક જૂની પુરાણી ઘંટી પડી હતી. મેદાનમાં એક બતક પોતાના બચ્ચાંઓ સાથે કુદાકુદ

કરતી હતી. ઝાડીમાં એક સુંવ્વર કાન ફટફટાવતું ઊંઘતું હતું.

આ બધું જોઈને નિકોલસ રાજી રાજી થઈ ગયો. બચ્ચાંઓ સાથે ગેલ કરતી બતક અને ઊંઘતું સુંવ્વર જાણે કાલે જ જોયું હોય એમ લાગ્યું.

આકાશ સ્વચ્છ હતું. વાદળનું નામનિશાન ન હતું. નજીકમાં ગામ નજરે પડતું હતું. એ કેટલું પ્રિય અને સુખકર હતું! આજુબાજુનું વાતાવરણ પણ રમણીય હતું. પક્ષીઓ આકાશમાં ઉડ્ડયન કરી રહ્યાં હતાં. પાસેની ઝાડીમાં એક કૌવો આરામ કરી રહ્યો હતો, તેની ચાંચ ખુલ્લી હતી, અને આંખ મીંચાઈ ગઈ હતી. ગરનાળા પાસે એક કૂતરો જીભ કાઢીને હાંફતો હતો. તે પણ ઉદાસ લાગતો હતો. સડક પર એક ખેડૂત નીચી નજરે ચાલી રહ્યો હતો, અને તેના પગથી સડક પરની ધૂળ ઊડતી હતી. થોડે દૂર બે બાળકો રમતાં હતાં. એક છોકરો લાકડીને કલંકી ઘોડા કરતાં પણ વધારે સારો માની તેના પર સવારી કરી તબડાક તબડાક કરતો દોડયે જતો હતો. બીજો છોકરો ચીસો પાડી ભેંકડા તાણતો હતો, કારણ કે પેલા છોકરાએ પોતાનો માનીતો કલંકી ઘોડો છીનવી લીધો હતો. ગામને પાદરે કૂવાકાંઠે જેમ સ્ત્રીઓ કાબરની માફક ઝઘડીને કોલાહલ કરી મૂકે એમ ઝાડીમાં પક્ષીઓ ચેં–ચેં–ચેં કરીને લડતા હતા. એક ચકલી ચીં...ચીં...ચીં કરતી આવી અને ફુર્રર્ર કરતી ખડકીમાં ઘુસી ગઇ, પાછી ત્યાંથી ઊડીને પાસેના એક ઝાડની ઊંચી ડાળીએ બેસીને નિકોલસ તરફ જોવા લાગી. થોડી વાર પછી બીજી, ત્રીજી, ચોથી એમ એક પછી એક ચેકલીઓ ત્યાં આવી લાગી અને ચક્ ચક્ ચક્ કરીને કોલાહલ કરી મૂકયો.

નિકોલસ ખડકીને ઓટલે બેસી ચારે બાજુ જોવા લાગ્યો. તેનું મન ઉદાસ હતું. ઘેર આવતી વેળા જે આનંદસ્વપ્નો સેવ્યાં હતાં તેમાંનું એક પણ તેની નજરે ન પડયું. તેણે ઉલ્લાસને બદલે ઉદાસીનતા જ જોઇ. નિકોલસને આ રમણીય અને શાંત વાતાવરણ ખાવા ધાતું હોય એમ લાગ્યું. નિકોલસ વિચારના ઝોલે ચઢયો, "આ ઉજ્જડ રસ્તો, આ બતક, આ કબુતર, અને આ ઊંઘતું સુવ્વર કેટલાં ઉદાસ લાગે છે! બધું કેટલું સુમસામ!! અહીં માણસોની અવરજવર જ નથી લાગતી. કોઇને વિચાર કરવાનો પણ વખત નથી કે અત્યારે આપણા દેશમાં શું ચાલી રહ્યું છે, આપણો દેશ કઇ સ્થિતિમાંથી અને કેવી કટોકટીમાંથી પસાર થઇ રહ્યો છે. શહેરી જીવન કેટલું ભરચક અને કોલાહલભર્યું લાગે છે. પણ અહીંના લોકોને તો એ ચળવળ સાથે જાણે કંઇ લાગતું વળગતું જ નથી. પળેપળની ઘટના જાણવા શહેરના લોકોમાં જે આતુરતા અને ઉત્સુકતા છે એમાંનું અહીં તો કંઇ નજરે જ નથી પડતું, કયાંય કરતાં કયાય નજરે નથી પડતું."

વિચાર કરતાં કરતાં નિકોલસને લાગ્યું કે તેનું જીવન બે વિભાગોમાં વહેંચાઇ ગયું છે—શહેરનાં ભરચક વાતાવરણમાં વિતાવેલું જીવન અને ગામડાંનાં ખાલી વાતાવરણમાં વ્યતીત કરવાનું જીવન. બંનેમાં આકાશ અને પાતાળ જેટલી અસમાનતા તેને લાગી. પાછો તે વિચારે ચઢયો, "કયાં શહેરનું વાતાવરણ ને કયાં અહીંનું! શહેરના ધમાલીઆ વાતાવરણમાં, જીવેલ જિંદગી એક પ્રકારની અરેબીઅન નાઇટ્સની કથા જેવી ચંચળ લાગે છે, જ્યારે અહીંનું જીવન કુદરતી નિયમોના જેવું

અટલ અને સ્થિર લાગે છે. એમ જ લાગે છે કે માણુસનું ખરું જીવન ગ્રામજીવન જ છે."

"કોલીઆ! તને માછલી પસંદ છે?" અંદરથી અવાજ આવ્યો. નિકોલસે પાછું ફરીને જોયું તો ઉંબરામાં મેરીઆ ઊભી હતી.

"લે, બેટા! જરા નાસ્તો કરી લે." વૃદ્ધાએ મેજ પર ગરમ ભોજનની થાળી મૂકતાં મૂકતાં કહ્યું, "ચાખ તો ખરો! આ વાનીઓ તને ખૂબ પસંદ હતી." પછી વિચિત્ર ચહેરો બનાવી તે બોલી "મને તો સમજાતું નથી કે શું કામ તમે લોકો સરકાર સામે વિદ્રોહ જગાવો છો? તમને ઓછું શું છે?"

ચૂલા પર ઘીની બરણી મૂકી હતી. સવાલના જવાબની દરકાર કર્યા વગર મેરીઆ રસોડા તરફ જવા લાગી. ખરી વાત તો એ હતી કે આ યુવકોના વિદ્રોહનું કારણુ સમજવા જેટલી દરકાર વૃદ્ધાને ન હતી. થોડી વાર પછી એક થાળીમાં રોટલી ભરીને લાવી અને મેજ પર મૂકી કહેવા લાગી, "બેટા! તારા પિતા સામે રાતોપીળો ન થઇ જતો. સંભવ છે કે કદાચ એ તારા પર ચીઢાશે, પણુ એ ચીઢ ઝાઝી વાર ટકવાની નથી. મારી વિનંતી છે કે તારે એની વાત માની લેવી. ગમે તેમ તો પણુ તે તારા કરતાં અનુભવી તો છે જ. તું તો હજી વહેવારની પા પા પગલી શીખે છે. જ્યારે તે તા પોતાનું જીવન પૂરું કરવાની અણી પર આવી ગયા છે. અને તું જાણે છે કે તેણે પોતાના જીવનમાં કેટલું સહન........"

"વારુ! વારુ!!" નિકોલસ વચ્ચે જ બોલી ઊઠયો, "મારા બાપુજી કેટલા વાગે ઘેર આવે છે?"

"લગભગ ત્રણેક વાગે."

"તે ક્યાં કામ કરે છે?"

"ત્યાં ને ત્યાં—જ્યાં વરસો વિતાવ્યાં છે." વૃદ્ધાએ કહ્યું, "આજ સુધી કોઈ જાતની તકલીફ નથી આવી, પરંતુ હવે તારા બાપનું શરીર સાવ ખખડી ગયું છે, તેથી હવે બહુ વધારે ખેંચાય એમ લાગતું નથી. આ તો સાહેબની મહેરબાની છે એટલે નભાવ્યે જાય છે. બેટા! હવે તો તારા પિતા કંઈ લખી શકતા પણ નથી, કારણ કે એના હાથ એવા કંપે છે કે...."

"કંપે છે?" નિકોલસથી સહેજ થોથરાટ સાથે બોલાઈ જવાયું.

"હા બેટા! તેને એક જાતનો લકવો થયો છે. મેં તે સંબંધી તને લખ્યું હતું ખરું. અને મને આશા હતી કે તું........" વૃદ્ધા બોલતાં બોલતાં અટકી પડી, "હશે! પહેલાં નાસ્તો કરી લે. તે વાતો કરવામાં હવે શો લાભ?"

નિકોલસે જમવું શરૂ કર્યું પણ તે તેની મા સામે ટગર ટગર જોયા કરતો હતો. તે વિચારવા લાગ્યો, "ઓહ! બે વર્ષની મારી ગેરહાજરીએ માને કેટલી ઘરડી બનાવી દીધી છે. વાળ સફેદ થઈ ગયા છે. મોઢા પરની ચામડીમાં કરચલીઓ પડી ગઈ છે અને હવે તો ચામડી લબડવા લાગી છે, હાથ પણ કેવા દુબળા અને કરચલીવાળા દેખાય છે! હવે તો તે વાંકી પણ વળી ગઈ છે."

આ બાજુ મેરીઆ વારંવાર ઘડિયાળ તરફ ઉત્સુકતાભરી નજર નાંખી રહી હતી. તે પોતાના ધણીની વ્યગ્રતાથી વાટ

જોતી હતી. તેને એમ થતું હતું કે જેમ બને તેમ જલદી સ્ટીફન આવે અને પુત્રને દેખી આનંદમાં અભિવૃદ્ધિ કરે તો સારું. સાથે સાથે વૃદ્ધા કંઈક કંઈક વ્યથા પણ અનુભવતી હતી. તેને બીક લાગતી હતી કે સ્ટીફન કદાચ છોકરાને વઢશે અને રખેને ન કહેવાના શબ્દો કહી દેશે તો?! એ તો બધું ઠીક, પણ નિકોલસ પણ તેના પિતા સામે ગમે તેમ બોલી જશે તો?! આવી આવી અનેક આશંકાઓથી વૃદ્ધા ભયભીત થઈ રહી હતી. આ સમયે તેના મનમાં આનંદ અને ભય બંને એકી સાથે ઉદ્‌ભવતા હતા.

પુત્રને પહેલેથી સચેત બનાવવા મેરીઆ કહેવા લાગી, "હજુ તારા પિતાને આવવાને બે કલાકની વાર છે. હમણાં હમણાંમાં તેને ઓફિસમાં એટલી બધી મગજમારી કરવી પડે છે કે તે થાકીને ટેં થઇ જાય છે, તેથી તેનો સ્વભાવ કંઇક ચીડિયો થઈ ગયો છે."

નિકોલસનું મન પણ ચગડોળે ચઢયું હતું. તે પણ તેના પિતાને મળવા અત્યંત અધીરો થઈ રહ્યો હતો. તેની સાથે તેને એક બીક પણ હતી: "કદાચ પિતાજી કંઈ ન કહેવાનું કહી બેસશે તો?" બધા ગમે તેમ સમજાવે પણ નિકોલસે જે કર્યું હતું તે ઉચિત જ હતું, અને પોતે પકડેલો માર્ગ કોઈ પણ રાહ કરતાં વધારે સારો હતો એમ અંતઃકરણપૂર્વક માનતો હતો. આ સંબંધી પિતાપુત્ર વચ્ચે કંઈ ચરભડાટ થાય, તો જરૂર કંઈ કલેશ ઊભો થઇ જવાની ભીતિ એને લાગતી હતી. આ વિચારે નિકોલસ અધીરો થઈ રહ્યો, તે પોતાના રાહને સત્ય માનતો હતો એ વાત ખરી, પણ સાથે સાથે કંઇક બેચેની પણ પોતાના

મનમાં રહ્યા કરતી હતી અને તેના અંતરને ડંખી રહી હતી. થોડા વખત પછી તેની નજર ઘડિયાળ પર પડી, ત્રણ વાગી ગયા હતા, અને કાંટો પોતાનું કામ અવિરતપણે આગળ ધપાવ્યે જતો હતો.

"હ્યો, બાપા કેવા વખતસર આવી ગયા?" બેટાએ ખડકીમાંથી બહાર ડોકિયું કાઢી, બાપાને જોતાં કહ્યું.

સાચેસાચ સામેના મેદાનમાં સ્ટીફન ધીમેધીમે પગલાં ભરતો ચાલ્યો આવતો હતો. નિકોલસે એને દૂરથી જ ઓળખી લીધો હતો. વૃદ્ધ ખૂબ સમજપૂર્વક ડગલાં ભરતો હોય એમ ગૌરવભેર ધીમી ચાલે ચાલી આવતો હતો, કારણ કે સ્ટીફન પોતાને સાધારણ માણુસ સમજતો ન હતો. ગ્રામની અગ્રગણ્ય વ્યક્તિઓમાં તેનું સ્થાન મોખરે ગણાતું હતું, કારણ તે પોતાના હાવભાવ એક મહાન વ્યક્તિના જેવા રાખતો. આ વખતે પણ તેના માથે ભુરા રંગની ટોપી હતી અને તેના પર એક ફૂમતું લગાવવામાં આવ્યું હતું. હાથમાં એક સુંદર છત્રી અને બગલમાં લેટરબેગ હતી.

"બા! મારા બાપા શું લઇને આવે છે?"

"એ એની લેટરબેગ છે" મેરીઆએ નમ્રતાથી કહ્યું, "ગમે તેમ થાય, તો પણ તે પોતાની સાથે જ રાખે છે. છત્રીના પણ એ જ હાલ! વરસાદ હોય કે ન હોય પણ છત્રી તો એમના હાથમાં હોવાની જ."

સ્ટીફન આ વખતે પેલી બતક પોતાનાં બચ્ચાં સાથે ગેલ કરતી હતી ત્યાં સુધી તો આવી ગયો હતો. તેને પોતાના

બચ્ચા તરફ જતો જોઇને તે બતક તેની પાછળ દોડી, અને પોતાની ડોકી ઊંચી કરીને ચાંચ એવી જોરથી પછાડી કે જો સ્ટીફન એક જ ડગલું પાછળ હોત તો તેનો પગ લોહીલુહાણ થઈ જાત. સ્ટીફન પાછો ફર્યો અને ડચ ડચ કરી એને હુંકારવા લાગ્યો, તરત જ બતક પાછી ફરી અને પોતાના બચ્ચાંઓને જઇને મળી.

“અહો...હો ! આવી ગયો ?” વૃદ્ધે કહ્યું, પણ ચાલ તો એની એ જ રહી, પુત્રને જોઇને એને કોઈ જાતનો આનંદ ન થયો. નિકોલસના આગમનના સમાચાર તેને ઑફિસમાં પણ મળ્યાં હતાં. પરંતુ તેણે આવવાની કંઈ ઉતાવળ કરી ન હતી. વૃદ્ધ પોતાના ભાવ—વાત્સલ્ય- આ નવયુવક પાસે ખુલ્લા કરવામાં નાનમ સમજતો હતો, ગઈ રાત્રીએ જ તેને નિકોલસ સંબંધી એવું ભયંકર સ્વપ્નું આવ્યું હતું કે અત્યારે પણ એની અસર હજી નાબૂદ થઈ ન હતી. જાણે નિકોલસને ફાંસીની સજા ફરમાવવામાં આવી છે, અને તે છેલ્લી વિદાય લેવા તેના માતાપિતા પાસે આવ્યો છે. તેના માથા પરના વાળ વિખરાયેલી સ્થિતિમાં છે, એના હોઠ સુકાઇ ગયા છે, મોઢું પીળું થઈ ગયું છે....આ સ્વપ્નું યાદ આવતાં હજુ પણ સ્ટીફનના હાંજા ગગડી જતાં હતાં.

“બાપા !” નિકોલસ પોતાના પિતાને ગળે વળગી પડયો. સ્ટીફને પોતાના પુત્રને છાતીસરસો ચાંપ્યો, પણ એ આલિંગનમાં ઉષ્મા ન હતી, એ તો હતું ઠંડુગાર. તેમાં હૃદયઉત્તેજના કે કે ઉમળકાનો અંશ પણ ન હતો એમ લાગતું હતું.

“કાં, ઘણાં દિવસે આવ્યો, ભાઈ?” તેણે ઉધરસ ખાતાં કહ્યું, “કયારે આવ્યો ?”

"હું આજ બપોરની ગાડીમાં આવ્યો." છોકરાએ જવાબ આપ્યો.

"ચાલો સારું થયું! ખૂબ આનંદ થયો!" પરાયાને આવકાર આપતો હોય એવા અવાજે સ્ટીફન બોલ્યો.

મેરીઆ પણ મકાનની સીડી સુધી આવી ગઈ હતી, તે પિતાપુત્રનું મિલન ન જોઈ શકી, તેણે જોયું કે બંને ચુપચાપ ઘર ભણી ચાલ્યા આવતા હતા, અને એકબીજા સાથે વાતચીત પણ કરતાં ન હતાં, તેમ જ એકબીજા પર પ્રેમનો વરસાદ પણ વરસાવતા ન હતાં. જ્યારે તેણે આ જોયું, ત્યારે તે કંપવા લાગી. તેની સ્થિતિ ડામાડોળ હતી, તેણે એ અભંગ અને અનુચિત મૌન તોડવા વચ્ચે પડીને કહ્યું, "વ્હાલા સ્ટીફન! ઇશ્વરનો આભાર માનો કે આપણો કોલીઓ સહીસલામત ઘેર આવી પહોંચ્યો છે. તમે કાલના સોણુલાની વાત કરી વગર મફતની મને બ્હીવડાવી મૂકી હતી. જુઓ, એ તો મજામાં છે. ચાલો, જે થયું તે સારા માટે. અરે! તમે કેમ આજ આટલા બધા ગમગીનીમાં ગરકી ગયા છો? આજે પણ ઓફિસમાં પેલો મુનીમ મળ્યો હતો કે શું?"

મુનીમનું નામ પોતાની સ્ત્રી શા માટે બોલે છે તે સ્ટીફન તુરત જ સમજી ગયો. તેનો તેણે જવાબ ન વાળ્યો. તુરત જ બધું જમવાનું આવી ગયું અને ત્રણે જણા એ મેજની આસપાસ ગોઠવાઇ ગયા.

ખાતાં ખાતાં વૃદ્ધે બિલકુલ વાત ન કરી. તે જાણે ખાવા ખાતર જ ખાતો હોય એમ ખાવા લાગ્યો.

"કાં, તું જેલની હવા ખાઈ આવ્યો, ખરું ?" બુઢ્ઢાએ મૌન તોડયું.

"હા !" નિકોલસે નીચી નજરે જવાબ આપ્યો.

"અને અત્યારે જામીન પર છૂટયો છે ?"

"જી, હા."

થોડી વાર વૃદ્ધ મૂગો રહ્યો, અને પછી પોતાનું હૃદય ખોલી વાત શરૂ કરી, "હવે શું કરવા ધાર્યું છે ? ભાઇ !"

"થોડા વખત પછી ફરીથી ભણવું શરૂ કરીશ." કોઈ ઊંડી અને અગોચર ગુફામાંથી અવાજ આવતો હોય એવા સ્વરે નિકોલસે જવાબ આપ્યો.

"ટૂંકામાં ફરીથી ભણવાના, અને રખડવાના શ્રી ગણેશ માંડશો, એમ જ ને ? અને ફરી તમને ઘરમાંથી ધક્કો મારી કાઢી મૂકવામાં આવશે તો તોતિંગ દિવાલો પાછળ છૂપાવાનો આરંભ કરશો, ખરું ને ?"

"હશે; આરંભ અને અંત એ તો કુદરતી જ છે. ઈશ્વરેચ્છાથી એક દિવસ કોલીઆનું ભણતર પૂરું થશે અને તે ભણીગણીને ઠરીઠામ બેસશે," મેરીઆ સ્થિતિને ભયોચિત સમજી વચમાં જ બોલી ઊઠી.

"અરે અંત તો દરેકનો આવે જ છે, મેરીઆ !" સ્ટીફન જરા લાલ મોઢું કરી બોલ્યો, "એ તો કુદરતની અટલ અને અનંત વાત છે. આપણા બંનેનો એક દિવસ તો જરૂર અંત આવી જશે." પછી કોલીઆ તરફ ફરીને પૂછયું, "સારું, બેટા ! નિશાળમાંથી કાઢી મૂકવાનું શું કારણ હતું ?"

"આંદોલનો અને ચળવળમાં થોડો ઘણો ભાગ લીધો હતો તેથી."

"હં...હં! ત્યારે કેદમાં પૂરવાનું કારણ શું?"

"એ તો હું પણ નથી સમજી શકતો."

"ઠીક! પરંતુ આ દુનિયામાં કારણ વગરના કાર્યનો સંભવ જ નથી, સમજ્યો? ખરેખરું કહું છું, બચ્ચા! મેં તારી પાસે આવી આશા નહોતી રાખી. તેં તો એક આબાદ નાટક ભજવી બતાવ્યું." સ્ટીફને જરા સખત થઇને કહ્યું.

"નાટક?!! આ તો તમે હદ કરો છો, બાપાજી!" છોકરો માથાના વાળની લટોના ગુંછળામાં આંગળી ફેરવતો ફેરવતો બોલ્યો.

"ઓહ! આવું જોવા માટે, આવું સાંભળવા માટે, અમે આઠ આઠ વરસ સુધી તને ફી આપી, ચોપડીઓ ખરીદી આપી, અને અસહ્યને સહ્ય બનાવ્યું? આ શબ્દો સાંભળવા તને નાનામાંથી મોટો કર્યો? અમે તો ધાર્યું હતું કે એક દિવસ ભણીગણીને તું કમાતો ધમાતો થઈ અમને સુખી કરીશ. અમારી મહેનતનું ફળ અમને જરૂર મળશે એમ અમે ધારતા હતા. પણ અત્યારે તો એ ફળ બીજું કોઈ ખાઈ જતું હોય એમ અમને લાગે છે.' સ્ટીફનના મગજના થર્મોમીટરમાં પારો એકદમ ચઢી ગયો.

"હવે બહુ થયું, રાખો રાખો હવે!" મેરીઆ હવે બોલ્યા વગર રહી શકી નહિ.

"એમાં સંભળાવી સંભળાવીને એની ધૂળ શું કાઢી નાંખો છો? દુનિયામાં બધાને બાળબચ્ચાં હોય છે; બધા પોતાના

બચ્ચાં માટે ખરચ કરે છે; આ પણ તમારો જ છોકરો છે ને! છોકરાને કપડાંલત્તાં અને પુસ્તકોની જરૂર પડે એમાં એનો શો વાંક? અરે, રે! આ રીતે ગણતરી કરવી એ તમને શોભે? આ વાત ઉચિત નથી એટલું નહિ પણ એ ઉચ્ચારવી એ તો ભયંકર પાપ છે."

"નહિ, નહિ! એમાં મારી સંભળાવવાની ઇચ્છા નહોતી," વૃદ્ધ જરા પાછો પડીને બોલ્યો, "ભૂલથી અને ક્રોધથી જ મારાથી આમ ન બોલવાનું બોલાઈ ગયું છે. અરે, ભાઈ! અમારો એમાં શું સ્વાર્થ? હવે અમે લાંબુ જીવવાના પણ ક્યાં છીએ! અમારે કપડાંલત્તાની ગણતરી કરવી પણ શું રહી? ખરેખર કહું છું મારી ભૂલ થઈ ગઇ, હું મૂર્ખ છું, મને ધિક્કાર છે! મારી તો એવી ઇચ્છા હતી કે છોકરો તુરત ભણીગણી પોતાના પગ પર ઊભો રહેતાં શીખે, અમારો પુત્ર પ્રતિષ્ઠિત બને અને અમે એ જોઈ આનંદમાં અમારું આયુષ્ય પૂરું કરી નાંખીએ. તેથી વધારે અમારી ઇચ્છા પણ શું હોય? દરેક માણસ સુખની આશા નથી રાખતો એ......"

"બધા સુખને ઇચ્છે છે." ધીમે ધીમે નિકોલસ બોલ્યો, "પણ સુખ જુદી જુદી જાતના હોય છે. કોઈને ઈજ્જત સુખ કરતાં વધારે પ્યારી...."

"હાં...હાં...ભૂખ્યા પેટે મરી જવું એ મોટી ઈજ્જત છે." ડોસો જરા ચીઢાઇને બોલ્યો, "સાચી વાત છે, અમે ઘરડા આપની વાત કેમ સમજી શકીએ? ઇશ્વર અમારા જેવા અર્થહીન માણસોને જીવવા જ શા માટે દેતો હશે? બસ અમને તો માટીના ઠીકરાની માફક ઉકરડે જ નાંખવા એ બરાબર છે!"

મેરીઆએ ક્રોધથી પોતાના પતિ પ્રતિ જોયું અને ચૂપ રહેવા ઈશારો કર્યો પછી પુત્ર તરફ ફરીને બોલી, "તેં તો વાતમાં ને વાતમાં કાંઇ ખાધું પણ નહિ, બચ્ચા!"

"હ્યો, સાહેબજી! મારે હવે કંઈ નહિ જોઈએ." નિકોલસે કહ્યું.

"સાહેબજી કરવાની શી જરૂર છે?" ઊંડી આહ નાખી ડોસો બોલ્યો.

નિકોલસે પોતાની ટોપી પહેરી અને ઊભો થયો.

"કાં, કાં,....ક્યાં જાય છે?" મેરીઆ મરવા જેવી થઈ ગઈ.

"ક્યાંય નહિ! જરા ફરવા જાઉં છું." એમ કહી તેણે ચાલતી પકડી.

જ્યારે નિકોલસ સીડીના પગથિયાં ઊતરતો હતો ત્યારે ઓરડામાં ક્રોધનું સામ્રાજ્ય પ્રસરી ગયું હતું. મેરીઆ પોતાના ધણીને ધમકાવવા લાગી, "તમારે એકદમ આમ તૂટી પડી ગમે તેમ એલફેલ બોલવાની શી જરૂર હતી? ગમે તેવો પણ તો એ આપણો બાળક જ છેને? તે બિચારો ક્યાં પોતાના કાર્યને અધિક માને છે? એ તો દયા ખાવા જેવો છે."

ડોસો પણ દબાયેલા અવાજથી બોલ્યા કરતો હતો, "પણ એમાં મેં એને શું સંભળાવી નાખ્યું? મેરીઆ! હું તો એની સાથે માત્ર સાધારણ વાતચીત કરતો હતો, મને શું ખબર કે એ ચીઢાઈ જશે!"



## ૩

ચાલતાં ચાલતાં નિકોલસ ગામથી ક્યાંય દૂર નીકળી ગયો. તે ફૂટપાથ પર ધીમે ધીમે ચાલતો હતો. બંને બાજુ ઝાડની ઝાડીઓ ઝૂકી રહી હતી. તે ચાલતાં ચાલતાં હાથ ઊંચો કરીને ઝાડનાં પાંદડાં તોડતો હતો અને હાથમાં મસળ્યા કરતો હતો. કોઈ કોઈ વાર હોઠથી સીટી વગાડતો હતો, પરંતુ તેની ચાલ ધીમી હતી અને તે ગમગીન જણાતો હતો. તેના મગજમાં કંઈ કંઇ ગંભીર વિચારો દોડાદોડ કરતા હતા અને ઘડીમાં અદૃશ્ય થઈ જઇ, બીજા વિચારો આવતા હતા.

ચાલતાં ચાલતાં તે એક જગ્યાએ રોકાઇ ગયો, અને આસપાસનું દૃશ્ય જોવા લાગ્યો. પશ્ચિમ દિશા ગેરુઆ રંગથી આચ્છાદિત થયેલી હતી. મેદાનનો અંત ક્યાંય દેખાતો ન હતો. ચારે બાજુ શાંતિદેવીએ પોતાનો અધિકાર જમાવ્યો હતો. માત્ર, આકાશમાં એક ચકલી ઊડતી હતી અને ચીં...ચીં.... કરતી હતી. સાથેસાથ કોઈ વૃક્ષની ઘનઘોર ઘટામાં છુપાયેલી સ્વરકિન્નરી કોકિલા 'કૂ....ઉ....ઉ, કૂ...ઉ....ઉ,' કરીને વાતાવરણને રમણીય બનાવતી હતી. નિકોલસના ભેજામાં અનેક ઉદાસીન ભાવ આવવા લાગ્યા. અને આ બધા વિચારોથી નિકોલસ એક પ્રકારની વિહ્વલતાથી બેબાકળો બની ગયો.

"ઓ....હો...હો, અહીં બધી વસ્તુ પોતપોતાના કાર્યમાં કેટલી તલ્લીન થઇ ગયેલી લાગે છે!" વિચારસાગરના તોફાની મોજાઓ પર નિકોલસ સવાર થયો, "શહેરની બધી વાતો, જેમાં હું મારી સઘળી તન્મયતા અનુભવતો હતો, તે બધી અહીંની સરખામણીમાં કેટલી અણછાજતી લાગે છે!! શહેરમાં જે વાતો ખૂબ જ મહત્વની ગણાય એની કિંમત અહીં તો કોડીની પણ નથી! અહીં તો સૌથી મહત્વની બાબત શરીરસ્વાસ્થ્યની જ છે; અને દરેક વસ્તુ પોતાની નિયમિતતાનુસાર સ્વસ્થ રહે તો જીવનના બધા પ્રશ્નો આપમેળે જ ઉકેલાઇ જાય. અહીં જરૂરિયાતની વસ્તુ કોઇ હોય તો તે એ જ કે લોકોએ આ શાંત હરિયાળા અને રમણીય મેદાનનાં અપ્રતિમ કુદરતી દૃશ્યોને આખી જિંદગી નિરખ્યાં જ કરવાં. બધા લોકો કુદરતની આ અવર્ણનીય શોભા પર વિચાર કરતા થાય, અને આ અનંત અને અગાધ આકાશને પોતાનું છાપરું માનીને તેની નીચે ચિરવિશ્રાંતિમાં ડૂબી જાય, તો કેવું સારું! અહીં કોઈ પણ જાતની ઇચ્છા રાખવી વ્યર્થ છે. જેમ આ નિર્વિકાર નભ, કાયમી કુદરત, મર્યાદાહીન મેદાનો, અને શાંતિમય વાતાવરણ કોઈ પણ વસ્તુની આશા રાખતા નથી તેમ આપણે કોઇ પણ પ્રકારની ઇચ્છા માટે તલપવું ન જોઈએ. અહીં તો દરેક વસ્તુ કુદરતના નિયમાનુસાર નિરંતર ચાલ્યા જ કરે છે—પાનખર પછી વસંત, અને વસંત પછી પાનખર. કોઇ કોઈ વખત આ મેદાનો હરિયાળાં ખેતરો જેવાં નજરે પડે છે, તો કોઈ કોઇ વાર બરફથી મઢેલાં હોય છે—જાણે ધરતીમાતાએ સફેદ સાડલો પહેર્યો હોય. મનમોહક વસંત ઋતુમાં નાના મોટા સુંદર અને સુકંઠ પક્ષી-

ઓનો કલરવ–મધુર કલરવ–થવાનો જ, અને ખેતરોની ગાડીઓ સમીસાંજના ખખડવાની જ, સોમવારે બજાર ભરાશે અને દારૂડીઆ ખેડૂતો ભેગા થવાના. આ સિવાય બીજી કોઇ નવીનતા કે નવચેતના અહીંયાં જણાવાની જ નહિ.”

સૂર્યદેવ પશ્ચિમ આકાશમાં વધારેને વધારે ઝડપથી મુસાફરી કરી રહ્યા હતા. ફરી વાર કાળી પણ કામણગારી કોયલ ટહુકી અને વાતાવરણ એના મધુર ગુંજારવથી આનંદિત થઈ ગયું. તેનો સ્વર કેટલો વેદનાભર્યો અને વિયોગ વિહ્વલ હતો! એ તો જાણે ચીઢાઈ ચીઢાઇને સંસારની અપરિવર્તન શીલતાની નિંદા કરી રહી હોય, અને છડેચોક કહેતી હોય, ‘આ જંગલ સાવ નવીનતાવિહોણું છે. અરે, આ તો હજારો વર્ષ જૂની કથની છે.’

“હવે હું આ જંગલો અને ખેતરોમાં આવીને દિવસો વ્યતીત કરીશ.” નિકોલસ ગામ તરફ પાછો ફરતો વિચારવા લાગ્યો, “મારા મનને અત્રે નદીકાંઠે અને નાળાઓની બાજુમાં શિકાર ખેલીને દિલ બહેલાવીશ.”

ડૂબતા સૂર્યનાં કિરણો ગામ ઉપર ડોકિયાં કરવા લાગ્યાં. મકાનો સામે ગામનાં બાળકો પોતાની રમતમાં મશગુલ થઇ શોરબકોર કરી રહ્યાં હતાં. નજદીકમાં તેમની માતાઓ નાનાં છોકરાંઓને ધવરાવી રહી હતી. નિકોલસ એ પરિચિત મકાનો અને ગલીઓને જોતો જોતો ચાલ્યો જતો હતો. તેને બધા ઘર, રસ્તા, મેદાન અને તળાવ એટલા પરિચિત લાગ્યાં કે જાણે તેમનાથી પોતે કોઇ દિવસ છૂટો જ પડયો ન હોય.

"નમસ્તે !" પાછળથી કોઇનો અવાજ આવ્યો, નિકોલસે પાછા ફરી જોયું, તો એક ગામડિયો છોકરો ઊભો હતો, અને ટોપી ઊંચી કરી નમસ્કાર કરી રહ્યો હતો.

"ઓહો....હો....હો ! કેમ છે. ગેવરીલો ?"

"હાં....હાં. કોઇ દિવસ યાદેય કરો છો ?" ગેવરીલોએ કહ્યું.

"વાહ ! યાદ કેમ ન કરું ?"

"યાદ છે, નાનપણમાં આપણે સાથે રમતા અને લડી પણ પડતા !"

"સારું ! તું મજામાં તો છોને ?"

"ખૂબ મજામાં." ગેવરીલોએ કહ્યું, "હાલમાં હું અહીં એકલો જ છું, અને આઠ રૂબલ પગાર મળે છે. બસ ! આના કરતાં વધારે શું જોઇએ ? કેમ તમે કેમ છો ? તમારો અભ્યાસક્રમ પૂરો થઈ ગયો કે નહિ ? કે પછી હજી તમે તમારા લોહીનું પાણી કરી રહ્યા છો ?"

"બે વર્ષથી જરા આડખીલી આવી'તી, અભ્યાસમાં."

"કાં ?" ગેવરીલોએ વિસ્મય પામી કહ્યું.

નિકોલસ આડખીલીના કારણનું બ્યાન કરવા લાગ્યો, પરંતુ ગેવરીલોને એ વાતોમાં રસ પડતો હોય એમ લાગ્યું નહિ, એટલે એણે વાત જતી કરી અને વિદાય માગી.

"સારું ! ભાઈ નિકોલસ ! મારે ઘેર આવતો જતો રહેજે—ચોક્કસ આવજે. ત્યાં સરસ મિત્રોની મંડળી જામે છે.

દારૂ પણ ઊંચી જાતનો વાપરીએ છીએ, અને રમવા માટે બિલીયાર્ડ વગેરે પણ છે.”

સડકની સામેની બાજુ પર ફૂટપાથ (પગથી) પર ચાલ્યા જતા માણસ સામે ગેવરીલોએ ટોપી ઊંચી કરી અભિવંદન કર્યાં, અને નિકોલસને કહ્યું:

“આ અમારા હિસાબી કારકુન છે. તેનું નામ ઇવાન પેટ્રોવીચ છે; તે ઘણો સરસ માણસ છે.”

નિકોલસે એ માણસ તરફ જોયું. અને કહ્યું. “આ પેલો કેલીઆજીન તો નહિ?”

“હા, હા, એ જ “ગેવરીલોએ મોઢું મલકાવતાં કહ્યું.

કેલીઆજીન વર્ષોથી થાકેલા માણસની માફક રસ્તાની સામેની બાજુ પર ધીમે ધીમે ચાલ્યો જતો હતો. નિકોલસ કેલીઆજીનને સરસ રીતે પીછાનતો હતો. જ્યારે નિકોલસ નિશાળમાં નીચલાં ધોરણોમાં અભ્યાસ કરતો હતો, ત્યારે કેલીઆજીન પણ ઊપલાં વર્ગોમાં સારા નંબરે પાસ થતો હતો. કેલીઆજીનની બુદ્ધિ અને હોંશિયારી પર નિશાળના શિક્ષકો અને વિદ્યાર્થીઓ ખૂબ ખૂબ આફ્રીન હતા, અને કોઈ કોઈ ઇર્ષા પણ કરતા. નિકોલસ એ વખતે આ માણસને સૌથી સુખી અને બુદ્ધિમાન સમજતો હતો. તે નિકોલસને સારા સારા લેખકોનાં પુસ્તકો વાંચવા આપતો અને કહેતો કે, “આના વિચારો ભવિષ્યમાં દેશને માટે જીવન અર્પણ કરાવનારા છે.” પરંતુ એ જ કેલીઆજીનને આજે સામાન્ય સ્થિતિના માણસ કરતાં પણ હલકી અવદશામાં જોઇને નિકોલસ ખૂબ જ અચંબો

પામ્યો. તેણે ધારીદાર પાયજામો પહેર્યો હતો, અને પહેલાં કરતાં ખૂબ જ તગડા જેવો દેખાતો હતો. તેની આંખમાં ઉદારતા ઝળકી રહી હતી, અને તેના દરેક હાવભાવમાં સંતોષ નીતરતો હતો. તે પોતાના જીવનની બધી આકાંક્ષાઓને મેળવી ચૂક્યો હોય એમ લાગતું હતું. જાણે હવે એને કોઇ પણ વસ્તુ માટે હાયવોય કરવાની ન હોય. તે એક ગૃહસ્થની માફક નિયમિત રીતે ખાવાપીવામાં અને વાંચવામાં તલ્લીન થઈ રહેતો હતો. તેના જીવનના સઘળા કર્તવ્યમાંથી એક પણ હવે બાકી રહ્યું ન હતું !

"ઇવાન પેટ્રોવીચ !" નિકોલસ ચીઢાયો, ઝીણી આંખ કરીને એણે કેલીઆજીન તરફ જોયું. ઇવાને નમસ્કાર કર્યા, પણ પાસે ન આવ્યો, ત્યાં જ ઊભો રહીને તે નિકોલસ તરફ જોવા લાગ્યો. ગેવરીલો પાસે વિદાય માગી નિકોલસ કેલીઆજીન પાસે આવ્યો, અને હસ્તધૂનન કર્યું.

"કેમ છો ? આવી ગયો ?" કેલીઆજીને હાથ મીલાવતાં કહ્યું.

"જી, હા."

"હમણાં શાનો અભ્યાસ ચાલે છે, સાયન્સનો ?"

"સાયન્સ ! ના, ના. વિજ્ઞાન તો મારા સ્વભાવમાં જ નથી."

"કારણ ?"

"કારણ કે વિજ્ઞાન તો બહુ શાંતિ અને ચીવટ રાખવા જેવો વિષય છે અને હું તો........"

"અને તું તો ખૂબ બંડખોર છે, કાં ? મારી ગૃહરાણીના જેવો !" કેલીઆજીને નિકોલસની વાત અધવચ્ચેથી જ કાપી નાખી, અને પોતે કરેલી મશ્કરી પર પોતે જ ખૂબ જોરશોરથી હસવા લાગ્યો.

નિકોલસે પોતાના અભ્યાસમાં વિઘ્ન આવવાનું કારણ સવિસ્તર કહી સંભળાવ્યું.

"હું તો ખરેખરું કહું છું, ભાઈ ! કે આ લડતથી આપણને કંઇ પણ ફાયદો થવાનો નથી. મને નથી લાગતું કે હમણાં એમાંથી કંઇ મળી શકે. નવજવાનો વગર મફતના પોતાનું અમૂલ્ય જીવન વેડફી નાંખે છે. તમે અમીરો પાસે શાની આશા રાખો છો ? તમે લોકો એમને કોઇ પણ રીતે સુધારી શકવાના નથી. તે બધાં ખૂની અને બેવકૂફ છે. તેઓ માત્ર પોતાનું પેટ ભરવું, દારૂ પી મસ્ત રહેવું, અને ઊંઘ્યા કરવું તે સિવાય બીજુ બધું નકામું સમજે છે." કેલીઆજીનને અમીરો પર ખૂબ ચીઢ હતી. એ ગધેડાઓને ફાટયા તૂટયા જોડાની ભેટસોગાદ મોકલવી એ પણ મોટી મૂર્ખાઇ છે. એમ એને લાગતું હતું, "મારા મિત્ર ! મેં પણ આ લોકોને સુધારવા મારાથી બનતું બધું જ કર્યું છે, પણ હવે મને મારી મૂર્ખાઇ પર પસ્તાવો થાય છે. જુઓને, મારી સાથેના સહાધ્યાયીઓ ઊંચી પાયરી પર છે, જ્યારે હું એક સામાન્ય નોકરી કરી ગુજારો ચલાવું છું. અને જુઓ, સામે લાલ મકાન દેખાય એ અમારી ઑફિસ છે. લ્યો, જય જય, ફરી કોઇ વાર મળજો." બંનેએ એક બીજાને નમસ્કાર કર્યા.

સમી સાંજ થઇ ગઈ હતી. ધણ ગામ ભણી આવી રહ્યું હતું. ગામનું શાંત વાતાવરણ એકદમ કોલાહલથી ભર્યું ભર્યું થઇ ગયું હતું. ગાયો અને બળદો ભાંભરતા હતા. વાછરડાંનાં બાં....બાં....બાં ના મધુર રવથી વાતાવરણ ગુંજી રહ્યું હતું. ભેંસો માટેથી બરાડતી હતી અને દોડતી હતી. ગામની સ્ત્રીઓ પોતાની મરઘીઓને બોલાવતી હતી. ગોવાળો હો.... હો....કરીને ચીઢાઇને ગાયોના ધણને હાંકી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે ડાંગ પછાડવાનો અવાજ પણ આવતો હતો.

ક્ષણ એકમાં આખા વાતાવરણમાં ગોરજ ઊડતી થઈ ગઇ. અસ્તાચળે જતાં સૂર્યનાં સોનેરી કિરણો આકાશને રમણીય રીતે પચરંગી બનાવી રહ્યાં હતાં. ગ્રામ્ય જીવનની સૌથી મનોહર અને સુખદ પળ આ હતી.



## ૪

વખત વખતનું કામ કરવા લાગ્યો. દિવસ પછી દિવસ ત્વરિત ગતિએ, પાણીના પ્રવાહની જેમ, વહેવા લાગ્યા. એ પ્રમાણે અઠવાડિયું વીતી ગયું.

એક દિવસ સ્થાનિક પોલીસ દારોગાએ સ્ટીફનને પોતાની પાસે બોલાવ્યો. તેને બોલાવવાનું કારણ સમજાવ્યું અને નિકોલસને એક નોટીસ પર સહી કરવા માટે પોલીસ ચોકીએ મોકલવા કહ્યું. દારોગો મજબૂત બાંધાનો બુજર્ગ માણસ હતો. તેનો સ્વભાવ ખૂબ સરસ અને સરળ હતો. લોકો કહેતા કે 'એનો ચહેરો જનરલ ડ્રેગો મિરાફની સાથે અમુક અંશે મળતો આવે છે. દારોગાને આ વાતનો કંઇક વિશેષ ગર્વ પણ હતો.

બુઢ્ઢો દારોગો સ્ટીફનનો દોસ્ત હતો. તે નિકોલસને પોતાનો ધર્મપુત્ર સમજતો હતો. તે દિવસે નિકોલસના સંબંધમાં શું શું કહ્યું એ તો ઇશ્વર જાણે, પણ ચોકી પર જઈ આવ્યા પછી સ્ટીફન પોતાના પુત્ર પર વધારે ઉદાર બન્યો હતો એ તો સાવ દીવા જેવું ચોકખું હતું. માત્ર તે કોલીઆને કોઈ કોઈ વાર કહ્યા કરતો, "બેટા ! તારે દરેક સાથે હળતા મળતા રહેવું જોઇએ, અને બુદ્ધિપૂર્વક વર્તતાં પણ શીખવું જોઇએ. તું તારા

૩

ધર્મપિતાને ઘેર કેમ કોઈ દિવસે ડોકાતો પણ નથી? એ જાતનું વર્તન કંઈ સારું કહેવાય કે? હું તને........"

"બહુ સારું! હું તેમની પાસે જતો આવતો રહીશ." નિકોલસ વાત વચ્ચેથી જ કાપીને કંટાળીને કહેતો. પરંતુ તે કહેતો એટલું જ, બાકી તે કોઈ દિવસ તે દારોગાને ઘેર અગર પોલીસ ચોકીએ જતો નહિ.

હવે નિકોલસ જેમ બને તેમ એકાંતમાં રહેવું વધુ પસંદ કરતો. તે ખભા પર બંદૂક મૂકીને આખો દિવસ જંગલો, ખેતરો અને નદી કિનારે ભૂતની જેમ ભમ્યા કરતો. એક દિવસ સાંજે જંગલ અને ખેતરોમાં ખૂબ રખડીને નિકોલસ પોતાને ઘેર આવ્યો. તેના માતતાત બગીચામાં એક ઝાડી પાસે બેઠાં હતાં. પાસે જ સગડી પર ચાનું પાણું ઉકળતું હતું. સ્ટીફન ચા પીતો પીતો વર્તમાનપત્ર વાંચતો હતો. મેરીઆ પોતાના પતિના મોજાં શીવી રહી હતી. બુઢ્ઢાના ચહેરા પર ઉદાસીનતા છવાઇ ગઈ હતી. મેરીઆ પણ ભયભીત માલુમ પડતી હતી. નિકોલસની બાબતમાં કંઈક વાત કરતાં કરતાં બંને ઝઘડી પડયા હોય એમ લાગતું હતું.

માતાએ પુત્રને જોઇને એક પ્યાલો ભરી તેના હાથમાં આપ્યો, અને ધીમેથી પૂછયું, "કયાં ગયો હતો, બેટા?"

"આટલામાં જ ફરતો હતો." કહીને નિકોલસે પોતાની ટોપી પાસેની ડાળી પર ભરાવી અને મા પાસે બેસી જઇ ચા પીવા માંડયો.

"વાહ! માદિકરો કેવી મજાની રમત રમી રહ્યાં છે?" સ્ટીફને વ્યંગમાં કહ્યું, તેની આંખો વર્તમાનપત્રમાં જ હતી.

નિકોલસનો ચહેરો ફીક્કો પડી ગયો હતો. પણ તેણે પોતાનું ધૈર્ય ન છોડયું અને મૌન જ સેવ્યું. ઘણી વાર સુધી બગીચો શાંત વાતાવરણથી નિસ્તબ્ધ બની ગયો. મેરીઆ આડાઅવળા વાકયો-કંઈ અર્થ વગરના—બોલીને નિસ્તબ્ધતાનો ભંગ કરી રહી હતી, "હું આશા રાખું છું કે..." વૃદ્ધા બકવા લાગી, "આજ તમે કાંઈ બકબક ન કરતા."

"આજ સરકાર તરફથી એક નોટીસ આવી છે. હું તને વારંવાર કહ્યાં કરું છું કે તું પોલીસ ચોકીએ જઇ આવ, પણ તારા મગજમાં એ ઊતરતું જ નથી. આખરે મને લાગે છે કે ભાઈ! તું મારું કર્યું કારવ્યું બધું ધૂળમાં જ મેળવીશ." લાંબો વખત મૌન ધારણ કર્યા પછી સ્ટીફને છાપું કોરાણે મૂકી પોતાની બળતરા ઠાલવી.

નિકોલસે પોતાના પિતાને સમજાવવા ઘણા પ્રયત્ન કર્યા કે, "નોટીસમાં કંઇ કરવા જેવું નથી, અને અહીંના પોલીસો ઊંચા નીચા થાય એમાં કંઇ વળવાનું નથી. તેઓ માત્ર ડરાવે જ છે. બાકી બીજું કાંઇ નથી." પણ એક પણ વાત વૃદ્ધના ગળે ન ઊતરી, અને તે તો વધારે ખીજાઇને કહેવા લાગ્યો, "મને શું શીખવાડે છે? શું હું કાંઈ બાળક છું કે આ બધું ન સમજું? આજ મારી સામે આખું ગામ આંગળી ચીંધી રહ્યું છે, અને હસી રહ્યું છે. અને તું તો તારી અક્કલમાં જ અંધ બની રહ્યો છે! દારોગા પાસે કેમ ગયો નહિ તું, આટઆટલું કહેવા છતાં? મને પહેલાં એ તો સમજાવ. આ રીતે મારી સાથે ચાલબાજી રમવામાં અને મને છેતરવામાં તારું શું ભલું થવાનું છે?"

"શાબાશ ! આજ તો જરૂર ટેસદાર વસ્તુઓ બનાવી લાગે છે," ડેલી બહારથી કોઇને પરિચિત સ્વર સંભળાયો. તે સાદ સ્ટીફનના લંગોટીયા મિત્ર મુનીમનો હતો, "કેમ છો ! ચા પાણી ચાલી રહ્યા છે ?" અંદર આવતાં આવતાં મિઠાશથી તે બોલ્યો.

"આવો, આવો. પધારો." મેરીઆએ નમ્રતાથી કહ્યું. મુનીમનું આ વખતનું આગમન એને ખૂબ મીઠું લાગ્યું. તેના આવવાથી આ આગળ વધી ગયેલી વાત રોકાઈ જશે એવા વિચારથી તે રાજી રાજી થઇ ગઇ.

દરવાજો ખૂલવાનો અવાજ આવ્યો, અને એક ઠીંગણા બાંધાનો માણસ અંદર આવ્યો. તેના માથા પર શણની ટોપી હતી અને તે હાવભાવમાં સીનેમાના કોમેડીઅન એકટર (વિદુષક) જેવો લાગતો હતો.

"આશીર્વાદ ! સલામ આલેકુમ્ !" સ્ટીફને પોતાના પુત્રની ઓળખાણ આપતાં કહ્યું.

"કેમ છો ? મહાશય સામ્યવાદીજી ! તમને મળીને મારા હૃદયમાં આનંદના અનંત આંદોલનો ઉદ્ભવવા લાગ્યા છે. ઘણી વખત દૂરથી આપના દર્શન કરવાને ભાગ્યશાળી થયેલો. પણ આપના દર્શનાભિલાષી એવા મને આપને બરાબર આપની સમક્ષ જ મળવાની આ પ્રથમ જ શુભ, મંગલ, અને ધન્ય પળ છે." આગંતુકે પોતાની પાસેના આખા શબ્દભંડોળનું પ્રદર્શન શરૂ કર્યું. નિકોલસ સહેજ હસ્યો.

ફરી વાર સઘડીમાં કોલસા નંખાયા અને ચા તૈયાર થઇ. ચાપાણી કર્યા પછી ફરીથી વાતચીત શરૂ થઈ. જ્યારે સ્ટીફનને

ઘેર કોઈ માણુસો બેસવા આવતા, ત્યારે તો તેઓ બધા અનેકાનેક જુદી જુદી જાતના અને વિચિત્ર પ્રશ્નો નિકોલસ હાજર હોય તો એને પૂછતા, નહિતર પૂછી પૂછીને એના માબાપની ધીરજની કસોટી કરતા. આજ પણુ હંમેશ મુજબ એની એ પ્રશ્નાવલિ શરૂ થઈ ગઈ.

"ઠીક, ત્યારે તમે ડૉકટરીનો અભ્યાસ કરી રહ્યા હતા?"

"જી, હા." હંમેશ મુજબ નિકોલસનો ટૂંકો જવાબ આવ્યો!

"વળી આપના અભ્યાસમાં બે વરસની ખલેલ પડી, કાં?"

"હા, જી."

"ખરેખર ખોટું થયું." મુનીમ મહાશયે સહાનુભૂતિ દર્શાવી અને પછી સુફીઆણી સલાહ આપી, "પરંતુ હવે તો તમને જરૂર પશ્ચાત્તાપ થયો હશે, અને પશ્ચાત્તાપ તો થવો જ જોઇએ."

આ પ્રશ્નનો ઉત્તર આપવા સ્ટીફન પોતે વચ્ચે કૂદી પડયો, "એ તો ઠીક, પણુ પોતાની ભૂલ પોતાને કોઈ દિવસ દેખાય છે ખરી?"

"તમને એવી કઈ વાતની ન્યૂનતા આ જીવનમાં જણાઇ, મારા મહેરબાન," મુનીમે નિકોલસને જ પૂછ્યું, "કે તમે નારાજ થઈ ગયા. અને આવી બધી ધાંધલ કરવા લાગ્યા!"

આવા પ્રશ્નોના જવાબ આપવા નિકોલસને બહુ અઘરા લાગતા. અને તે માટે કોઇ દિવસ કંઇ કહી બેસતો તો તેના પિતાશ્રી ઊકળી ઊઠતા. આજે સ્ટીફન ખીજાઈ ગયો અને બોલ્યો,

"હ્યો, સાંભળો ભાઈ ! આ લોકો તો પોતે પોતાને જ નથી સમજતા. આ લોકોની સાન ઠેકાણે લાવવા કડકમાં કડક સજા હોવી જોઈએ."

બંને મિત્રો ચાલુ રાજકીય પ્રશ્નો અને લડત વિષે વિચારવા લાગ્યા. મુનીમ મહારાજ વિદેશીઓના જબરજસ્ત વિરોધી હતા, અને વિદેશીઓની દરેક નીતિમાં એમને રાજનૈતિક ઠગારાબાજી અને ભેદી કાવતરાંની ગંધ આવતી. અત્યાર સુધી એઓશ્રી પોતાના વિચારો કોઈ પાસે સ્પષ્ટ શબ્દોમાં રજુ ન કરતા. છતાં એ તો એમનો અચળ અને અડગ અભિપ્રાય હતો કે, 'દેશની વિદ્યાર્થીઆલમમાં ચળવળ પ્રસરાવવામાં વિદેશીઓનો ગુપ્ત રીતે હાથ છે.' પરંતુ તેમના મતને સ્ટીફન બહુ મહત્ત્વ આપતો નહોતો. સ્ટીફન મુનીમને વિદ્વાન અને બુદ્ધિશાળી માનતો હોવા છતાં આ બાબતમાં એના અભિપ્રાયને અનુરૂપ ન થતાં એ એક જ બાબતમાં મતભેદ જારી રાખતો.

"વિદેશીઓ એટલે દૂર બેસી આપણા દેશ ઉપર શી રીતે પ્રભાવ પાડે છે એ મને તો સમજાતું નથી." સ્ટીફને કહ્યું.

"ત્યાં જ ખરી ખૂબી છે, શેઠ મારા ! વિદેશીઓ જબ્બર ઠગારા છે. તેઓ વાણીઆ માફક બધું વિચારપૂર્વક પોતાનું તંત્ર ચલાવે છે. તમે જરૂર માનજો કે આ બધી ચળવળનું કારણ વિદેશીઓ જ છે."

"ખરી વાત છે, ભાઈ!" આખરે સ્ટીફને સ્વીકાર કર્યો, "એ તો બધું ઠીક પણ મારી સ્થિતિ સુધારવાનો કોઈ રસ્તો ખરો ?"

"વાહ ! એમાં શું ? દારોગો તમારા પુત્રનો ધર્મપિતા છે ને ? તે ધારે તો શું ન કરી શકે ! તે જનરલ ડૂગો મિરાફ જેવા મોટા માણસનો શીરસ્તેદાર છે. તેવા માણસ માટે શું અશકય છે ?"

"તે ડેગો મિરાફનો શિરસ્તેદાર નથી," સ્ટીફને કહ્યું, "તેનો ચહેરો જનરલ ડૂગો સાથે મળતો આવે છે, એટલું જ !"

"અરે, ના રે ના" મુનીમે પોતાનો કક્કો પુરવાર કરવા કહ્યું, "મને ખબર છે ને, તે જનરલનો ખાસ સંબંધી છે. તમે અને નિકોલસ જરૂર એને મોઢે જઈ આવો."

"અરે, ભાઇ ! હું તો તેની પાસે પહેલાંથી જ જઇ આવ્યો છું અને આ નામદારને હજાર વાર સૂચવ્યું કે તેના ધર્મપિતાને મળી આવે, પરંતુ એમનો દિમાગ તો આકાશમાં ઊડી રહ્યો છે." સ્ટીફન બોલ્યો.

સ્ટીફન પોતાના પુત્રનું આ લાપરવાહી જીવન જોઇ ઘણી વાર ઉશ્કેરાઇ જતો. કોઈ વાર એની ખીજ એટલું તો ભયંકર રૂપ ધારણ કરતી કે નિકોલસ અને મેરીઆનો જીવ તાળવે ચઢી જતો. તેમને લાગતું કે આ નહિ જેવી વાતમાં કંઇનું કંઈ થઇ જાય છે, અને હવે શું નહિ થાય ? આજ પણ સ્ટીફન ખૂબ જ ઉત્તેજીત થઈ ગયો. તે પોતાના હાથ લાંબા કરી જોર જોરથી ક્રોધિત થઇને બોલવા લાગ્યો, "જો, જો ભાઈ ! તારી આંખ ખોલ ! હું કેટલો વૃદ્ધ બની ગયો છું ! મારું શરીર કેટલું કંપે છે ! અરે નાપાક ! તને મારી કંઇ જ પડી......" અને ખરેખર વૃદ્ધ ખોં....ખોં કરી રહ્યો હતો, અને તેનું શરીર પવનથી ઝાડના પાંદડાં કંપે તેમ ક્રોધરૂપી પવનથી કંપતું હતું.

તે પોતાના પુત્ર તરફ વળ્યો, પરંતુ નિકોલસ ત્યાં હતો નહિ. વાતનો રંગ બદલાતો જોઇ એ તો કયારનો ત્યાંથી પલાયન થઇ ગયો હતો.

*    *    *

તે દિવસે નિકોલસ મોડે સુધી ઘેર ન આવ્યો. ઘેર જવાની તેની ઇચ્છા પણ ન હતી. ઘણી વાર સુધી અહીંતહીં રખડયા પછી તે એક મકાન પાસે આવીને રોકાઇ ગયો, અને ત્યાં ખડકી ખખડાવવા માંડયો. દરવાજાની ફાટમાંથી અંદરના દીવાનો પ્રકાશ લીટીની માફક બહાર આવતો હતો. નિકોલસે ઘાંટો પાડયો, "ગેવરીલો."

દરવાજો ઉઘડયો અને ઘેરાયેલી આંખોવાળો એક આદમી બહાર આવ્યો અને ત્યાં નજર ફેંકી.

"ગેવરીલો; હું અંદર આવવા ઇચ્છું છું."

"ખુશીથી. પધારો." તે માણસ બોલ્યો.

"અને કંઇક દારૂ પણ........"

"વાહ ! એ તો તમે હૃદય ખોલ્યું." કહી તેણે એક શીશો અને એક પ્યાલો ટેબલ પર ગોઠવી દીધાં.

નિકોલસ હોટલના ઓરડામાં અનેક પળ ચૂપચાપ બેસી રહ્યો, તેણે પોતાનું માથું હાથ પર ટેકવ્યું હતું. સામે દારૂનો શીશો પડયો હતો ...વખતોવખત તેના મગજમાં એક જ વિચાર ઉદ્ભવતો હતો, "મારે શું કરવું જોઇએ ! મારું કર્તવ્ય શું ?"

જેમ જેમ આ વિચાર તેના મનમાં આવતો તેમ તેમ વધારેને વધારે પ્રશ્નો—અનેક ગુંચવતા વિચારો—તેના મગજમાં

ઘેરાવા લાગ્યા; અને તે ગણુગણુવા લાગ્યો, "મિત્રો ! મારી પામરતા માટે મને લાખો વાર ધિક્કાર હો ! ગેવરીલો ! દોસ્ત ! એક શીશો બીજો !"

બોટલ આવી, અને ફરીથી તે બધી મદિરા એકી શ્વાસે ગટગટાવી ગયો. પછી તે તુરત જ ફીક્કો પડી ગયો. કોણુ જાણે શાથી પણુ તેના મોઢા પરના ભાવોમાં એકાએક જબરું પરિવર્તન થયું. અનેકાનેક વિચારો તેના મગજમાં આવવા લાગ્યા. જેમ જેમ વિચારોનો પ્રવાહ જોશબંધ વહેવા લાગ્યો તેમ તેમ તે પોતાના શરીરનું ભાન ભૂલતો ગયો. તે પોતાના ઘરને ભૂલી ગયો, હોટલની ગંદી અને ચીકણી લાદી, અને કાળી કાળી છાલો હવે તેને કંટાળો નહોતી આપતી. નિકોલસ વિચારમાંને વિચારમાં સ્વપ્નભૂમિમાં વિચરવા લાગ્યો. અચાનક તેની સામે કીફની કોલાહલપૂર્ણ સડકો, અને રોશનીથી ઝગઝગીત દુકાનો ખડી થઈ ગઈ. સંગીતના સ્વર તેના કાનના પડદા પર અથડાયા. કોલાહલ અને અટ્ટહાસ્યમાં તે નાચવા લાગ્યો.

કીફની એ સ્મૃતિથી નિકોલસનો ચહેરો પ્રફુલ્લિત થઈ ગયો, અને તે અર્ધનિદ્રિત ગેવરીલોને પાસે બોલાવીને પૂછવા લાગ્યો, "કેમ, દોસ્ત ! કોઈ દિવસ કીફ જોયું છે ?"

"નારે ના, ભાઇ !" ગેવરીલો ચોંકીને બોલ્યો.

"આવી તો ત્યાં પંચોતેર હોટલો હશે." નિકોલસ બોલ્યો.

નિકોલસ ખડખડાટ હસી પડ્યો અને ઊભો થયો.

"વારુ ! સાહેબજી !" કહી તેણે ટોપી પહેરી લીધી અને બહાર ચાલ્યો ગયો.

રાત બહુ વીતી ગઈ હતી, અને ચારે બાજુ શાંતિ પ્રસરી ગઈ હતી. ચાંદનીના પ્રકાશમાં લપેટાયેલી નિશાદેવી જાણે કોઇ ગંભીર વિચારમાં મગ્ન હોય એમ લાગતું હતું. 'ટન્ ટન્ ટન્' ટાવરની ઘડિયાળમાં ત્રણના ટકોરા થયા. કેટલો કર્કશ અને વિષાદપૂર્ણ અવાજ! તેની કર્કશતા ઘણી વાર સુધી શાંત વાતાવરણમાં ગુંજી રહી, અને ચાંદનીના પ્રકાશમાં ધીમે ધીમે એ ધ્વનિ વિલીન થઈ ગયો.

નિકોલસ પોતાના ઘર તરફ ધીમે ધીમે ચાલ્યો જતો હતો. ફૂટપાથ ઉપર તેના બુટનો અવાજ આવતો હતો. ચાલતાં ચાલતાં એક જગ્યાએ તે રોકાઇ ગયો ને ઊંચી નજરે આકાશ ભણી નિહાળવા લાગ્યો. આકાશમાં તારામંડળ ઝબૂક ઝબૂક થઈ રહ્યું હતું. અચાનક ફ્રાન્સનું ક્રાંતિકારી ગીત 'મારસેયેજ' યાદ આવ્યું અને મોટેથી તેની પંક્તિઓ ગાવા લાગ્યો.

પાસેના મકાનમાંથી એક કૂતરાનો ભસવાનો કર્કશ અવાજ આવ્યો. નિકોલસે ગાવું બંધ કર્યું. પાછી સડક પર શાંતિ ફેલાઇ ગઈ. શાંત વાતાવરણને ભેદતો તેના જોડાનો અવાજ ભયંકર પડઘા પાડતો હતો, અને શ્મશાનમાંના ભૂતોના અટ્ટ-હાસ્ય જેવો એકલો અને અટૂલો જ હતો.



## ૫

તે દિવસે મોડી રાત સુધી નિકોલસને ઊંઘ આવી નહિ. કલાકો સુધી તે ખાટલામાં બેસી રહ્યો તેના મગજમાં અસંખ્ય સ્મૃતિઓનાં પૂર ઉભરાવા લાગ્યા. તેને પોતાનું વિદ્યાર્થી જીવન યાદ આવ્યું. કીફમાં વીતેલા પેલા ઘટનાપૂર્ણ દિવસો યાદ આવ્યા. તે બધા બનાવોનાં મૂર્તિમંત ચિત્રો તેની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યા. તે બધામાં એક યાદગીરી તેને વધારે ઉદ્વેગ-પૂર્ણ બનાવી રહી હતી. તે યાદ આવતાં આનંદ અને ઉદ્વેગ અનુભવવા લાગ્યો. તે લાગણી તેને ચિંતાતુર બનાવી રહી હતી. તે સ્મૃતિને મગજમાંથી દૂર કરવા નિકોલસ પોતાથી બનતું બધું કરવા લાગ્યો.

એક દિવસ તે કીફના કારાગૃહમાં કેદી હતો. દિવસો ખૂટયાં ખૂટતાં ન હતાં. દરેક દિવસ વર્ષ જેટલો મોટો જણાતો હતો. નહોતો કોઈનો સ્વર સંભળાતો કે નહોતું કોઈનું મુખ દેખાતું. રાત દિવસ એ જ કાળી કોટડી અને તેની તોતિંગ દિવાલો જ નજરે પડતી હતી. તેને જીવતા જ કબ્રસ્તાનમાં દાટવામાં આવ્યો હોય એવું એને લાગતું હતું.

અચાનક એક દિવસ ખોલીનો દરવાજો ઊઘડયો, અને જેલરે પ્રવેશ કર્યો. તેની સાથે એક પહેરેગીર પણ હતો. તે

શસ્ત્રાસ્ત્રથી પૂરેપૂરો સજ્જિત હતો. તેની કેડે તલવાર લટકતી હતી, અને બગલમાં બે જોટાની પિસ્તોલ હતી: "કોઈ આપને મળવા આવ્યું છે."

નિકોલસે પોતાની ટોપી પહેરી લીધી, અને ભારે કોટ ખાંધે ચડાવ્યો. દારોગો ચાલ્યો ગયો હતો, પણ પહેરેગીર ત્યાં જ ઊભો હતો. નિકોલસ તેની પાછળ પાછળ જવા લાગ્યો. તેનો રસ્તો એક અંધારા ઘોર ભોંયરામાં થઈને જતો હતો. આજુબાજુ કેદીઓની કોટડીઓ હતી. દરવાજા પર અનુક્રમે નંબર લગાવવામાં આવ્યાં હતાં. દરેક પાંજરામાં એક એક માણસને પૂરવામાં આવ્યો હતો. જાણે વાઘના પાંજરામાં તેના ખોરાક માટે એકેક માણસ પૂરી રાખ્યો હોય તેવો ભયંકર દેખાવ લાગતો હતો.

"કોણ આવ્યું હશે?" નિકોલસ માથું ખંજવાળવા લાગ્યો. "બા? ના, ના, તેને તો હજુ મારા કેદ થયાના સમાચાર પણ ક્યાં મોકલ્યા છે? ત્યારે બીજું કોણ હશે? મારા સહાધ્યાયીઓનું આવવું પણ અસંભવિત છે. તેમાંના કોઇ મારી માફક જેલમાં સડે છે, તો કોઇ દેશનિકાલ થયેલા છે; અને બીજો કોઈ ગમે તેવો માણસ હોય તો અહીં તેને આવવા કોણ દે?"

"કેમ બિરાદર! કોણ આવ્યું છે?" નિકોલસે પહેરેગીરને પૂછ્યું.

"અમને કેદીઓ સાથે વાત કરવાની મનાઈ છે." પહેરેગીરે કહ્યું.

"પરંતુ મને લાગે છે કે તમે ભૂલ કરી છે. એ વ્યક્તિ મને નહિ પણ બીજા કોઇને મળવા આવી હશે." નિકોલસે કહ્યું.

પહેરેગીરે ચારે તરફ નજર નાખી અને પછી ધીમેથી કહ્યું, "નહિ, જી! તમારા જ ભાવિ પત્ની આવ્યાં છે."

"પત્ની! નિકોલસને તીર સમી ચોંટ લાગી. તેના પગ ચાલતાં ચાલતાં એકદમ ઊભા રહી ગયા, અને હૃદય ધબક ધબક ધબકવા લાગ્યું. તેને ખડખડાટ હસવાનું મન થઈ ગયું, પણ તરત જ પોતાનું કેદી જીવન યાદ આવતાં તે અટકી ગયો.

"ચાલો! રોકાઇ કેમ ગયા?" પહેરેગીરે આશ્ચર્યથી પૂછ્યું.

નિકોલસના મનમાં તો ઉથલપાથલ થઇ રહી હતી. તે જાણતો હતો કે, "નજીકમાં નજીક સંબંધીજ આ જેલમાં મળવા આવી શકે છે. તે પ્રમાણે કોઇ યુવતી પ્રેમિકા તરીકે આવે એમાં નવાઈ નથી, પરંતુ મારી પાસે આવે એવી કોણ છે?"

"મારી સગાઈ તો નહિ થઇ હોય?" અચાનક એના મગજમાં વિચાર ઉદ્ભવ્યો, અને તેનું મન પ્રફુલ્લિત થઈ ગયું. એકાએક એની આંખો ચમકી, અને હોઠ ફફડવા લાગ્યા.

"પરંતુ જેની સાથે મારું સગપણ થયું એ કોણ હશે?" પાછો તે પોતાની જાતને પૂછવા લાગ્યો. તેના શરીરમાં આનંદ અને આશ્ચર્યની એક અજબ ઝણઝણાટી થઇ આવી, અને એના રોમેરોમમાં આનંદ વ્યાપી ગયો.

"ભાવી પત્ની, આ....હા....હા! કેટલું સુખ આ સાડા ચાર અક્ષરના વાકયમાં ભર્યું છે!! કેટલી મજા! નાચવાનું મન થાય છે!! પણ તે છે કોણ?"

તે જોરથી પહેરેગીરની આગળ ચાલવા લાગ્યો, અને થોડા જ વખતમાં તે એક ઓરડામાં આવી પહોંચ્યો.

સામે જ બીજો કમરો હતો. તે પણ એટલો જ ગંદો અને ગંધારો હતો. પરંતુ બંને કમરા વચ્ચે દરવાજો ન હતો. માત્ર જવા આવવા પૂરતી વાંકીયા બારી જ હતી—જેમાં સીસાને બદલે પિત્તળની જાળી હતી.

નિકોલસે એ બારીમાંથી જોયું. રંગીન વસ્ત્રો પહેરીને એક મુગ્ધા ત્યાં ઊભી હતી.

"નમસ્તે !" તે નમીને બોલી અને એક ધીમું સ્મિત કર્યું.

પાસે એક પોલીસ અફસર ઊભો હતો. તે જ્યારે પોતાના પગ ચલાવતો, ત્યારે તેના શસ્ત્રોનો ખડખડાટ થતો.

"નમસ્તે !" નિકોલસે જવાબ વાળ્યો. બંને એકબીજા સામે જોવા લાગ્યાં.

"આપ કંઇ વિચારમાં પડયા લાગો છો ?" યુવતીએ પૂછ્યું.

"નહિ; બિલકુલ નહિ." નિકોલસ ગભરાટમાં બોલી ઊઠયો.

પણ તેના મનમાં કંઇ કંઇ થઈ રહ્યું હતું. તે મનમાં વિચાર કરતો હતો, "મેં આને કોઈ વાર કયાંય જોઈ છે ?" પરંતુ તે તેનો નિર્ણય ન કરી શકયો, કારણ કે તે યુવતીના ચહેરા પર લીલા રંગના બારીક કપડાંનો ઘુંઘટ (પડદો) હતો. આથી તેનો ચહેરો બરાબર સ્પષ્ટતાથી નીરખી શકાતો ન હતો.

"તમે તમારો પડદો ખસેડશો ! વાંધો ન હોય તો મોઢું બતાવો." નિકોલસ શરમાતાં શરમાતાં બોલ્યો.

"જરૂર !" કહી તે યુવતીએ મોં પરનું વસ્ત્ર હટાવી દીધું. બે સુંદર આંખો નિકોલસ સામે જોઈ ચમકવા લાગી અને હસુ

હસુ થઈ રહી. નિકોલસે લજ્જાથી પોતાની આંખો નીચી ઢાળી દીધી, અને શરમના લાલ શેરડાની ટશરો તેના ગાલ પર ફૂટી. "અહો! કેટલું મનોહર અને સુખરૂપ મુખડું! આવો રસભર્યો ચહેરો તો મેં મારી આખી ઉમરમાં પણ કોઇ દિવસ કયાંય જોયો નથી." નિકોલસના મગજમાં પૂરજોશમાં વિચારો આવવા લાગ્યા.

"આ આપની ગેલીયાને તો સાવ વીસરી જ ગયા?" તે બોલી.

"નહિ....નહિ!" નિકોલસે અચકાતાં કહ્યું. તે વાત કરી રહ્યો હતો, પણ તેની નજર પોતાના પગનાં આંગળાં ગણી રહી હતી.

યુવતી ખિલખિલાટ હસી પડી. હસતી વખતે દાડમની ખીલેલ કળી જેવી શ્વેત તેની દંતશ્રેણી વીજળીની માફક ચમકવા લાગી. નિકોલસ અંજાઇ ગયો! અને તે ચારુ લતા જેવી યુવતીની આંખોમાંથી પ્રેમનો પ્રકાશ નીકળ્યો અને સ્નેહની સરિતા વહેતી થઈ. તેનું આખું મોઢું તેજ તેજ થઈ ગયું.

હથિયારોનો ખણખણાટ ફરીથી સંભળાયો અને પહેરેગીરનો પહાડી કર્કશ હુકમ સંભળાયો, "શોર મત મચાઇએ!"

"લીજિએ જનાબ! યહ તો આપ ખૂબ કહેતે હૈ! કયા યહાં હંસનેકી ભી ઈજાજત નહિ હૈ?" યુવતીએ ચપળતાથી પૂછ્યું.

"જી, હાં! જોરસે હસનેકી ઈજાજત નહિ હૈ."

"ઔર રોનેકી?" હસીને તે યુવતીએ પૂછ્યું.

"યહાં ન તો હંસનેકી આવશ્યકતા હૈ, ન રોનેકી!" પહેરેગીરે કહ્યું.

જ્યારે બંને ચૂપ થઈ ગયાં, ત્યારે નિકોલસે તે મુગ્ધા તરફ જોઈને કહ્યું, "આજકાલ બહાર મોસમ તો રળિયામણી હશે."

"જી, હા! આજકાલ પુષ્પોની પરાગ એટલી મહેકી રહેલી છે, અને નભોમંડળના તારા પણ આકાશમાં એટલાં ચમકે છે કે એ સુરભિભર્યા વાતાવરણમાંથી ખસવાનું મન નથી થતું. ઠીક, બીજી વખત તમને મળવા આવીશ, ત્યારે ફૂલ લેતી આવીશ. બોલો, તમને વહાલામાં વહાલું ફૂલ કયું?"

"જે તમે લાવો તે! હું તે પુષ્પને મારી ખોલીમાં રાખીશ, અને તમારી યાદીરૂપે જેલજીવનમાં સાચવીશ." તેણે રૂપરાણી સામે જોયું. ફરી મળી દૃષ્ટોદૃષ્ટ. ફરી નિકોલસ શરમાયો, અને ગાલ લજ્જાથી લાલ થયા.

"આપ ન ખીજાઓ, તો દર શનિવારે તમને મળવા આવતી જઇશ." મૂર્તિમંત સૌન્દર્યના સુરેખ હોઠોમાંથી સ્નેહભર્યા શબ્દો સરી પડયા. નિકોલસની નજર લાલીભર્યા હોઠ પર ચોંટી ગઈ.

બંનેએ ફરી એકબીજાં સામે જોયું, જાણે કોઈ રસનું પાન પૂર્ણ પ્રેમથી કરવા લાગ્યા. બીજી જ ક્ષણે બંનેની આંખો ઢળી ગઈ અને ટન્ ટન્ કરતાં જેલની જબરી ઘડિયાળના બે ડંકા વાગ્યા.

પહેરેગીરે દરવાજો ખોલી નાખ્યો ને બોલ્યો, "ચાલો, સમય પૂરો થઈ ગયો."

"ઠીક ! નમસ્કાર !" ગેલીયાએ પોતાની આંખોમાંથી સ્નેહા-મૃત વર્ષાવતાં કહ્યું, "ચિંતા ન કરશો. જુઓ, આપના મગજના એક ખૂણામાં જરૂર નોંધી રાખજો કે આપ મિત્રવિહોણા નથી."

નિકોલસે જવાબમાં માથું હલાવ્યું, પરંતુ વિદાયમાં વિરહની વેદના હતી. આંખોમાં આંસુ ઉભરાયાં. હૃદય ગદ્ગદિત થઈ ગયું હતું. આનંદ અને ઉદ્વેગ બંનેએ એક સાથે એટલો ધસારો કર્યો કે પોકેપોક મૂકીને રડવાનું તેને મન થઈ ગયું.

દરવાજો બંધ થયો. ફરી એની એ કાળ જેવી કોટડી ! અને એની એ સ્મશાન શાંતિ ! એકાએક નિકોલસને ગાવાની ઇચ્છા થઇ ગઇ. તે ઊંચે રાગે લલકારવા લાગ્યો. "અબ મૈં તુમ્હારે સાથ જલુંગા ! તુમ્હે પ્યાર કરુંગા !"

"એય ! આ નાચવા ગાવાનું થિયેટર નથી." એક ભયંકર અને કર્કશ અવાજ—કોઇ ઊંડી અને અઘોરી ગુફામાંથી આવતો હોય એવો—આવ્યો, "અને પ્યાર કરવાનું ?" નિકોલસે ગાવું બંધ કર્યું.

તેને જવાબ ન મળ્યો.

તે દિવસે નિકોલસ એટલો બધો હર્ષઘેલો થઇ ગયો કે પોતે જેલમાં છે એ વાતનું પણ વિસ્મરણ થઇ ગયું. તે આખો દિવસ એક બાળકની જેમ નાચવાકૂદવા લાગ્યો. કોઇ વાર તે કોટડીમાં દોડાદોડી કરવા લાગ્યો. કોઇ કોઇ વેળા મૂઠીઓ વાળી વાળીને દિવાલો સાથે અફાળવા માંડયો. એક વખત તો ઉછળી ઉછળીને કૂદવા માંડયો !

"વાહ રે વાહ ! આજ તો આ ખૂબ નાચી કૂદી રહ્યો છે ને શું ? જાણે માના ભૂલકાનો જન્મ દિવસ હોય એમ" પહેરેગીરે દરવાજાની તડમાંથી જોઇને કહ્યું. ખરેખર નિકોલસના આનંદની આજ તો અવધિ જ નહોતી.

આનંદમાં અને આનંદમાં દિવસો અને રાત વ્યતીત થવા લાગ્યા. શનિવારનો રમણીય દિવસ પાછો આવ્યો. જેલના ઘંટાના મધુર ધ્વનિથી વાતાવરણ ગુંજતું હતું. નિકોલસના હૃદયની લાગણીઓ ઠંડી પડી ગઇ હતી. તે તરંગસાગરમાં નિમગ્ન થઈ ગયો. તેને પોતાનું બાળપણ યાદ આવ્યું. હૃદયમાં અશાંતિ છાઇ ગઇ, અને દીલમાં દિલગીરીનો દરિયો ડહોળવા લાગ્યો. તેણે કોટડીની બારી ઉઘાડી. આકાશ સ્વચ્છ અને આસ્માની લાગતું હતું. સૂર્યદેવ પશ્ચિમાકાશમાં ડુંગરોની પાછળ ડૂબવાની તૈયારીમાં હતો. જેલની દિવાલો સંધ્યાના સોનેરી કિરણોથી આચ્છાદિત થયેલી દૃષ્ટિગોચર થતી હતી. નજીક કબૂતરયુગલ સ્વચ્છંદતાથી વિહાર કરી રહ્યું હતું. નિકોલસ સૂર્યાસ્તનું રમણીય દૃશ્ય નિહાળવા લાગ્યો. તેનું ચિત્ત રમણીય વાતાવરણમાં પણ વધારેને વધારે ગમગીન થતું જતું હતું. એક પીડાનો કીડો હૃદયની બખોલો કોતરી રહ્યો હતો. આઝાદીમાં વિચરતાં કબૂતરનાં જોડાંને જોઈ તેને પોતાની આઝાદી યાદ આવી.

અંધારું પ્રગાઢ થવા લાગ્યું. વસંતની અંધારી રાત હતી. શુક્રનો તારો બારી સામે ઝબક ઝબક થઈ રહ્યો હતો. નજીકમાં કોઇ કર્ણમનોહર ગાયનની હલક હલકી રહી હતી. કોઇ નવી જ ફિલ્મનું સુંદર આલાપ સાથેનું મિલાપગીત દારોગો

લલકારી રહ્યો હતો. બુલબુલ પણ પોતાના ગાનથી વાતાવરણને મસ્તાન બનાવી રહ્યું હતું. આ બધું સુખદ વાતાવરણ નિકોલસને દુઃખદ ભાસ્યું. અંતઃકરણના અંદરના પટમાં કોઈ ભયંકર અસંતોષની લાગણીની ઝણઝણાટીથી બળતરા પેદા થવા લાગી. આ બળતરાનું કારણ તે પોતે જ સમજી શકતો ન હતો. ઘડીએ ઘડીએ તેને એક જ વિચાર આવતો હતો, "એ મનમોહક, મનોહર, મીઠી ગેલીઆ કોણ?"

એકાએક તેને એક કવિતા લખવાનું મન થઇ ગયું. બળેલી દિવાસળી લઈ તે દિવાલ પર લખવા માંડયો. પરંતુ તે જ સમયે કોઇના ઉપહાસભર્યા અટ્ટહાસ્યનો સૂર સંભળાયો. તુરત નિકોલસે પોતાની પંક્તિઓ પર હાથ ફેરવીને ભૂંસી નાખી. પણ તેના દિલમાં એક જ પ્રશ્ન ઊઠતો હતો, "એ અલબેલી, ચારુમૂર્તિ, કામણગારી ગેલીઆ કોણ હશે?"

એક આખું અઠવાડિયું તેણે આ રીતેની તાવ્યું હતું. તે બેચેન જ રહ્યો હતો. આજ પાછો શનિવાર આવ્યો હતો. છેલ્લા ચાર દિવસ તો રાત અને દિવસ પોતાને અલબેલી લાગતી ગેલીઆની, ચાતક પક્ષી મોં ફાડીને વરસાદની જેવી આતુરતાપૂર્વક રાહ જુએ એવી રીતે, પ્રતિક્ષા કરતો રહ્યો હતો. દરેક મિનિટે, છેલ્લા સાત દિવસથી, નિકોલસ શનિવારની વાટ જોઈ રહ્યો હતો. રાતે તેને ઊંઘ નહોતી આવતી. કોટડીની નાનકડી બારી ઉઘાડી ત્યાં ઊભો ઊભો તે આખી રાત તારા ગણ્યા કરતો. તે સપ્તર્ષિના મંડળ તરફ જોતો, અને પછી, ઝીણી નજરે જ દેખાતા, સપ્તર્ષિના છઠ્ઠા તારાની લગોલગ ઝબકતા, અને પતિની સોડમાં ઝબકતી વીજળી જેવી પ્રિયા સરખા

ચમકતા, અરૂંધતીના ઝીણા તારાને જોવા તે આંખો ખેંચતો. વળી પાછો ઓરડીમાં આંટા મારતો, "શનિવાર ક્યારે આવશે ?" એના જ ખ્યાલમાં તે મસ્ત રહ્યા કરતો.

આખરે આજ પાછો શનિવાર આવ્યો. નિકોલસ આજ ખૂબ વહેલો ઊઠી ગયો, તેનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. આજે આકાશ વાદળોથી ઘેરાયેલું હતું. ઝરમર વરસાદ વરસતો હતો, આજ તો તે પોતાની કોટડીમાં પહેરેગીરની માફક અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં ફર્યા કરતો હતો. તેના આંખો અને કાન બંને, દરવાજા પર મંડાયાં હતાં. ત્યાંને ત્યાં તે ભયંકર એકાગ્રતાથી સ્થિર થઇ ગયો હતો. જરા અવાજ આવતાં જ તે ચમકી ઊઠતો. "જરૂર, પહેરેગીર બોલાવવા આવ્યો હશે." એ વિચારતો. પણ બીજી જ પળે નિરાશામાં નિમગ્ન થઇ જતો.

થોડીવારમાં દરવાજો ઉઘડયો, અને પહેરેગીર ભોજનની થાળી લઇને દાખલ થયો.

"કોઈ મળવા આવ્યું છે ?" નિકોલસે આતુરતાથી પૂછ્યું.

પણ તેને જવાબ ન મળ્યો. તે ભોજનને અડયો પણ નહિ, તેની આંખ હજી દરવાજા પર જ મંડાયેલી હતી, અને તેના કાન બહારની પ્રત્યેક પ્રવૃત્તિ, પ્રત્યેક હલનચલન, સાંભળવા તલપાપડ થઈ રહ્યાં હતાં. બહુ વાર સુધી આ સ્થિતિમાં રહ્યા પછી તેનાથી ન રહેવાયું એટલે તેણે કોટડીનું બારણું ખખડાવ્યું, ને પહેરેગીરને પૂછયું, "કોઈ આવ્યું છે ?"

પરંતુ તેને જવાબ દેવાની કોઇને ફુરસદ ન હતી.

સંધ્યા થઈ ગઈ, જેલના કેદીઓ સાંજની પ્રાર્થના ગાવા લાગ્યા. નિકોલસ નિરાશ થઇ ગયો. ગેલીઆની આવવાની આશા

તેણે છોડી દીધી. આ સમયે જેલનો દારોગો કેદીઓની તપાસ કરતો કરતો નિકોલસની કોટડી પાસે આવી પહોંચ્યો, દરવાજો ખોલ્યો અને થોડાં સુંદર ફૂલ નિકોલસ પાસે મૂકયાં.

નિકોલસના ગાલ પર લાલીમા છવાઈ ગઈ. તેને શરીરે પસીનો છૂટી ગયો. કંપિત સ્વરે તેણે પૂછયું, "અને મને....મને મળવા આવેલ વ્યક્તિ કયાં ?"

પરંતુ જવાબ ન મળ્યો. દારોગો પીઠ ફેરવી પાછો ચાલ્યો ગયો. જ્યારે દરવાજો બંધ થયો, ત્યારે એક કર્કશ અવાજ નિકોલસે સાંભળ્યો, "અહીં તો બધાં એક બીજાં સાથે પ્રેમબંધનથી જ બંધાયા છે."

નિકોલસે ફૂલના જૂથમાં પોતાનું મોઢું છુપાવી દીધું. ચીમળાઈ ગયેલ હોવા છતાં તે પુષ્પો પમરાટભરી પરાગથી મહેક મહેક થતાં તેને લાગ્યાં. નિકોલસને તેમાં તો અનંત સૌરભ લાગી કારણ કે એ કુસુમો થોડા વખત તો ગેલીઆના સુકોમળ કમળની ડાંડી જેવા સફેદ હાથમાં રમ્યાં હશે એમ એ માનતો હતો.

તે કુસુમોને ખૂબ સાવધાનીથી નિકોલસ રાખવા લાગ્યો. માતા પોતાના બાળકને સાચવે તેના કરતાં પણ વધારે સંભાળથી તે આ સુંદર ફૂલોને સાચવતો હતો. પરંતુ ક્ષણજીવી પુષ્પો લાંબો વખત ન જીવી શકયા. મૃત્યુએ પોતાનો કારમો પંજો એ સુકુમાર કુસુમો પર ફેલાવ્યો. દિવસે દિવસે તે પીળા પડવા લાગ્યા, અને છેવટે કરમાઇ જઈ ભૂકો થઇ ઊડી ગયા. આખરે એક સૂકું ફૂલ જ બચ્યું. નિકોલસે એને જીવની જેમ

સંભાળીને પોતાની નોંધપોથીમાં મૂકયું. જ્યારે જ્યારે એ નોંધપોથી ખોલતો, ત્યારે ત્યારે તેની નજર પ્રથમ જ તે પુષ્પ પર પડતી. તેના સામું તે ટગર ટગર જોયા કરતો. કોઈ પાસે ન હોય તો છાનોમાનો તે પુષ્પને ખૂબ જ સંભાળથી એકાદ ચુંબન ભરતો, અને એને લાગતું કે જાણે ગેલીઆના ગાલ પર જ આ ચુંબન ચોડયું ! આંખો મીંચીને પોતાની સામે એ ગેલીઆની મનોહર મૂર્તિ ખડી કરતો, અને કંઇ કંઈ વાર્તાલાપ એની સાથે કરતો. છેવટે એક ઊંડા નિસાસા સાથે ઊભો થતો, અને તેના મનમાં એક જ પ્રશ્ન ઉદ્‌ભવતો, "એ ગેલીઆ કોણ ? વીજળીની માફક એક વાર ચમકીને મને આંજી નાંખ્યા પછી અદૃશ્ય થઈ જનાર એ મુગ્ધ મનોહર ગેલીઆ કોણ હશે ?"



## ૬

બીજે દિવસે સવારમાં ઓરડામાં ગણુગણાટ સાંભળી નિકોલસની આંખ ઊઘડી ગઇ. પ્રાર્થનાના અવાજથી આખો ઓરડો ગુંજી રહ્યો હતો. નિકોલસે એ અવાજ સાંભળ્યો અને ઓળખ્યો. તેના પિતાશ્રી પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરતા હતા. વચ્ચે વચ્ચે વૃદ્ધના શરીરના ટચાકા બોલતા હતા. પોતાના સંબંધીઓ અને મિત્રોનું ભલું ઇચ્છતી પ્રાર્થના કરી તે ઊઠયો અને પોતાનો પાયજામો ખંખેરતા ખંખેરતા ગણુગણ્યો, "હજુ પણ તે ખોટો રસ્તો નથી છોડતો. હજી તે ધારે તો એ વિમાર્ગ છોડી શકે તેમ છે."

પ્રાર્થના પછી, સ્ટીફન નિકોલસને જાગતો જોઇ બોલ્યો, "ઊઠો ! આજ તમારે ચાવડીએ જવાનું છે."

"સારું" નિકોલસે જવાબ આપ્યો.

"સારું જ નહિ; ઊઠીને દાતણપાણી કરી, નાહીધોઇ, પ્રાર્થનાથી પરવારી જાવ. આજ તમારે ચોકકસ પોલીસ અફસર પાસે જવાનું છે."

વૃદ્ધે પડદો હટાવી, ખડકી ખોલી. પ્રાતઃકાળનો આહલાદક સમીર, બાળરવિના સોનેરી કિરણો, અને પક્ષીઓનો મધુર

કલરવ એકદમ એકી સાથે ઘરમાં ઘૂસ્યાં. નજીકમાં મેરીઆનો અવાજ પણ સંભળાતો હતો. તે વાસણ માંજી રહી હતી, અને વાસણ માંજવાનો અવાજ સાંભળી, એંઠવાડની લાલચે એકઠી થયેલી અને કલબલાટ કરતી મરઘીઓને પણ મેરીઆ હાંકી કાઢતી હતી. નિકોલસ ઘણી વાર સુધી ગેલીઆનો વિચાર કરતો કરતો પથારીમાં પડી રહ્યો. હંમેશની માફક બગલાની પાંખ જેવા શ્વેત પોષાક પહેરીને તે સ્વપ્નામાં યાદ આવ્યા કરતી હતી. પણ તે શું કહેતી હતી તે યાદ આવતું ન હતું.

"કોલીઆ ! ઊઠ," મેરીઆએ ખડકી બહારથી દરવાજામાં ડોકિયું કરતાં કહ્યું, "આજે તારે પોલીસ ચાવડીએ જવાનું છે."

નિકોલસની વિચારમાળા તૂટી, અને તેના મણકા વેરણ છેરણ થઈ ગયા. એક ઝણઝણાટીએ તેને ધ્રૂજાવી નાંખ્યો, અને ગેલ કરતી ચપળ ગેલીઆ સંબંધીના વિચારોનો ગઢ તૂટી પડ્યો—જેમ મેરીઆનો અવાજ સાંભળી ઝાડ પર બેઠેલાં અને ફૂળીઆમાં ચણતાં પક્ષીઓ એકદમ ઊડી ગયાં તેમ.

"સાંભળ્યું કે નહિ ?" તે ફરી બોલી, "આજે તારે પોલીસ ચોકીએ જવા...."

"હું બહેરો તો નથી." તે ચિઢાઇને બોલ્યો. થોડા દિવસ થયા 'પોલીસ' શબ્દ સાંભળીને તે ચિઢાઈ જતો. 'પોલીસ' 'દારોગો' અને 'ધર્મપિતા' આ ત્રણ શબ્દો વારંવાર પોતાના માતપિતાના મોઢે સાંભળી તે બળી બળીને ખાખ થઈ જતો

તે ઊઠયો, અને જલદી દાતણપાણી કરી કપડાં પહેરવા લાગ્યો. માથું પણ તે એવો ખીજાઇને ઓળવા લાગ્યો કે તણાઇ

તણાઇને વાળ તૂટવા લાગ્યા. પછી તે બગીચામાં ચા તૈયાર થતી હતી ત્યાં ગયો.

મેરીઆએ ચાનો પ્યાલો ભરી તેની પાસે મૂકયો. તે આજ નિકોલસ પર ખૂબ દેખરેખ રાખી રહી હતી. તેનું પોલીસ ચોકીએ જવું એ આ વૃદ્ધાને મન મહત્વની વસ્તુ હતી. વૃદ્ધા કંઇ કંઇ ભય પણ ભાળતી, પણ ભયમાં તે એક પ્રકારની આશા બાંધીને બેઠી હતી. તે વારંવાર કોલીઆને આશીર્વાદ આપતી હતી. અને જાણે એ મોટો વાઘ મારવા જતો હોય એમ તેના તરફ ધ્યાનપૂર્વક જોઇ રહી હતી.

સ્ટીફને પોતાના પુત્ર સામું જોયું પણ નહિ. તે ક્રોધથી રાતોપીળો થવા લાગ્યો, અને કાંઇ બોલ્યા ચાલ્યા વગર પાઉંના કકડા ને ચા જેમ તેમ ખાવા લાગ્યો. આ જોઈ નિકોલસ ખૂબ દુ:ખી થયો. તેને લાગ્યું કે પિતા તેના તરફ લાગણી હીનતા દેખાડી પોતાનું કામ પાર પાડવા માગે છે. આ વાત નિકોલસને એટલી દુ:ખદ લાગી કે તે ચા સુદ્ધાંને અડયો પણ નહિ.

"તમારા વાળ જરા સફાઇથી ઓળી લ્યો," વૃદ્ધે પોતાની ઓફીસે જતાં જતાં કહ્યું, "તમારે નાયબ દારોગા સાથે વાતચીત કરવાની છે. મહેરબાની કરીને સભ્યતા-ભર્યું વર્તન રાખજો. તમારા ઉગ્ર આચરણથી અમારી મિત્રતામાં ખલેલ ન પડે એટલું સંભાળજો."

સ્ટીફનના ગયા પછી મેરીઆએ દીલ ખોલીને વાત શરૂ કરી, "કાલે રાત્રે કયાં ગયો હતો, ભાઈ? વાટ જોઈ જોઇને અમે તો થાકી ગયા. શું હતું તે કાંઈ સમજાયું પણ નહિ. અમે તો બીકના માર્યા પોલીસચાવડીએ પણ જઈ આવ્યા."

નિકોલસના ચહેરા પર સુરખી આવી ગઇ. વળી તેને કંઈક ક્રોધ પણ ચડયો, અને તેણે ખાવું બંધ કર્યું, "દિવસ અને રાત પોલીસ અને પોલીસચાવડી! શું જમવા વખતે પણ મને નિરાંતે નહિ ખાવા દ્યો? તમે તો પોલીસની વાત કર્યા સિવાય મને ચા પણ પીવા દેતા નથી."

"પરંતુ, બચ્ચા! અમને ચિંતા થયા કરે છે, તારા પિતાજી તારે માટે જવાબદાર છે. તેના પર કોઇ જાતની તવાઈ આવે એ સારું કહેવાય?" વૃદ્ધાએ બીતાં બીતાં કહ્યું.

"સારું! હવે હમણાં હું કયાંય નહિ જાઉં; અને એવું એક પણ સ્થળ નથી કે જ્યાં હું જઇ શકું—જ્યાં તમે મને કહેવા ન આવી શકો." વાત પૂરી કરવાના હેતુથી નિકોલસે ગમે તેમ બોલી નાખ્યું.

"ભાઈ! તને ખબર છે કે તારા પિતા પાસેથી પોલીસ અધિકારીએ એક જામીનગીરીનું ખત લખાવી લીધું છે, તું ઝાઝો વખત ગફલતમાં ન રહે તો ઠીક!"

"ઘણું જ સરસ!"

"જો ને! કાલે સાંજે તને કેલીઆજીને બોલાવ્યો હતો. તારા સંબંધમાં કંઇક રિપોર્ટ આવ્યાનું સંભળાય છે. કંઈક પત્રવ્યહવારનો પત્તો લાગ્યો છે."

નિકોલસે કંઈ જવાબ ન આપ્યો. મેરીઆએ કેલીઆજીનના સંબંધમાં વાત આગળ વધારી, "જો, તેણે પોતાનું ભણતર મૂકી દીધું છે, નોકરી પણ સારી મેળવી લીધી, પરણી પણ ચૂકયો, અને વહુ કેવી સરસ છે!" મેરીઆએ એક ઊંડી આહ નાંખી અને પોતાના પુત્ર સામે જોયું.

"મને પણ એક વહુ મળી ગઇ છે!" નિકોલસે વ્યંગમાં કહ્યું.

"બહુ સારું ! એ કોણ છે ?" મેરીઆએ અવિશ્વાસથી કહ્યું.

"મને નથી ખબર !"

"વાહ ! ખૂબ બહાદુરીની વાત. એ તો ઠીક, પણ તે કોઈ ખાનદાન પૈસાદારની દીકરી છે કે સાધારણ ઘરની તે તો કહે ?"

"તે પણ હું નથી જાણતો !"

"તેનું નામ ?"

"ન કહેવાય એવું છે."

મેરીઆ આ જવાબો સાંભળી હસી પડી. "એમ તો હજારો સ્ત્રીઓ આ દુનિયામાં પડી છે, પણ તને પોતાનો કરવા તૈયાર નથી એ જરૂર માનજે." વૃદ્ધા બોલી.

"એ વાત સાચી હશે." નિકોલસે કહ્યું, "પણ આ તો પોતાના દીલથી મારી સાથે લગ્ન કરવા તૈયાર થઈ છે."

"ત્યારે તો તે ખૂબ સુધરેલી હશે." મેરીઆ બોલી, "પણ કોલીઆ ! તેં તારા સુખના બધા જ મોકા ગુમાવ્યાં છે. આહ ! તું પણ ભણી ગણી કમાતો–ધમાતો થઈ, કોઈ સરસ જગ્યાએ નોકરી કરતો હોત, અને ત્યારે તારા ઘરમાં ખાનદાન કુટુંબની દીકરી, વહુ થઇને બેઠી હોત ! અને......."

"મા ! તું તો હંમેશાં રડીને મને તાકાતહીન બનાવી દે છે." નિકોલસ ભાણા પરથી માખી ઉડાડતાં બોલ્યો.

"બેટા ! દુઃખી ન થા ! હું કાંઈ ખોટું કહું છું ? તને દુઃખી જોઈ મારા દીલમાં શું શું થાય છે એ તું કેવી રીતે સમજી શકે ?" માતાની આંખ આંસુથી ઉભરાઇ.

"માડી ! નકામી શું જીવ બાળી રહી છે ? મારા નિશ્ચિત સિદ્ધાંતને અનુસરીને હું ચાલી રહ્યો છું. તે રસ્તાથી હું કોઇ રીતે દૂર ખસવાનો નથી."

નિકોલસ ઊઠયો, અને પોલીસચાવડીએ જવા રવાના થયો. મા ફાટક સુધી વળાવવા ગઇ. જ્યારે નિકોલસ જવા લાગ્યો, ત્યારે આંખો ઊંચી કરી માતા બોલી, "હે પરમાત્મા ! મારા બાળકને સહાય કરજે."

* * *

ગામ વચ્ચે ટાવરની સામે એક પીળાં રંગનું જૂનું મકાન હતું. તેની ઉપર એક બદસુરત મિનારો હતો, નીચે લાંબો ટૂંકો ચોક હતો—જ્યાં ગામના સ્ત્રીપુરુષોની વધારે ભીડ દેખા દેતી હતી. આ મેલું મકાન નિહાળતાં વાર જ નિકોલસને તેના પિતાના લાંબા લાંબા ભાષણો અને માતાનાં નયનનાં નીર યાદ આવ્યાં. આ કાળું મકાન જોઇને તેના પિતાને મુખે સુવર્ણ સાથે સરખાવવામાં આવતા ધર્મપિતા પણ યાદ આવ્યા, અને ફરી એનું ચિત્ત ચગડોળે ચઢયું. તે મકાન એને ભયંકર ભૂતખાના જેવું ભાસ્યું—જેના વર્ણનો તેને નાનપણમાં બાળ-વાર્તાઓમાં અને મેરીઆની વાતોમાં સાંભળ્યા અને વાંચ્યા હતાં.

જ્યારે નિકોલસ મકાનના ચોકમાં પહોંચ્યો, ત્યારે તેનો ભભકાદાર પોષાક જોઈ ત્યાં બેઠેલા ખેડૂતો નમ્રતાથી ઊભા થઇ ગયા.

પુરુષોએ પોતાની ટોપી ઉતારી લીધી, અને સ્ત્રીઓએ માથાં નમાવી માન આપ્યું. એક ખેડૂત ધીમે સાદે બોલ્યો, "હે દીન-બંધુ !" કેટકો વેદનાપૂર્ણ અને વિનયભરેલો એ બોલ હતો !

નિકોલસ આગળ ચાલ્યો. સીડીની આજુબાજુ પણ ગામડાંના લોકોની ભીડ જામી હતી. જમીન પર સ્ત્રીઓ બેઠી હતી. પાસે એક ચપરાસી સ્ટુલ પર બેઠો હતો. તે શ્રીમાન મૂછે તાલ દઈને સ્ત્રીઓની મશ્કરી કરી રહ્યા હતા. ત્યાં ઊંદરડાં મરી ગયા હોય એવી ભયંકર બદબો આવતી હતી.

નિકોલસે એ લોકોને ત્યાં બેસવાનું કારણ પૂછયું, તત્કાળ પચીસ ત્રીસ માણસો બોલી ઊઠયા, "ભાઈ અમે ગવાહી આપવા આવ્યા છીએ." તેઓ એવી રીતે બોલ્યા કે જાણે તેમને જરૂર વિશ્વાસ હોય કે આ સફેદ વસ્ત્રધારી જરૂર તેમને કંઈક મદદ કરશે.

સીડીઓ ચડીને નિકોલસ ઊપર ચઢયો. સામે એક ચપ-રાસી ઊભો હતો. તેણે પાસે આવીને પૂછયું, "કહો, શું કામ છે ?" નિકોલસનો જવાબ સાંભળી તુરત જ ચપરાસી તેને એક નાની ઓરડીમાં લઇ ગયો. અને તેને એક ખુરસી પર બેસાડી પોતે બહાર ચાલ્યો ગયો. નિકોલસ ઘણી વાર સુધી ત્યાં બેસી રહ્યો. ઓરડીની ચારે બાજુ માણસોના કોલાહલનો અવાજ આવતો હતો. કાગળ ફાડવાનો અવાજ આવતો, અને કલમ પોતાનું કામ ઝપાટાબંધ કરતી એ પણ સંભળાતું. વચ્ચે વચ્ચે, સીડીઓ પર કોઈના ચડવા ઉતરવાનો અવાજ આવતો. આ વાતાવરણ જોઈ નિકોલસનું દીલ દુ:ખી થવા લાગ્યું. તેનું હૈયું ભારે બની ગયું. તેનું મન ઝોલાં ખાતું થયું. તેના શરીરમાં

એવી સુસ્તી ફેલાઈ ગઈ કે એ જડવત્ બની ગયો, તેનું માથું ભમવા લાગ્યું. તે વિચારશૂન્ય બની ગયો, અને જાણે બોલવાની શક્તિ પણ ચાલી ગઈ. ઘણી વાર સુધી આ સ્થિતિમાં સ્વપ્ન નિદ્રામાં તે પડી રહ્યો. પછી તેને અવાજ સંભળાયો, "ચાલો."

નિકોલસે આંખો ઉઘાડી. એ જ ચપરાસી એના કોટની બાંય પકડી એને સાથે આવવાનું કહેતો હતો. નિકોલસ ઊઠીને ઊભો થયો, પણ ચાલી ન શકયો. તેને ચકકર આવવા લાગ્યા, અને તેના પગ ચેતનહીન થઈ ગયા.

"કેમ, શું થઇ ગયું છે કે ચાલતા નથી ?" ચપરાસીએ પૂછ્યું.

નિકોલસે કંઇ જવાબ ન આપ્યો, અને ચપરાસીએ બતાવેલા દરવાજાના રસ્તે જવા લાગ્યો. દરવાજાની ભીતરમાં એક મોટો ઓરડો હતો. તેમાં ઘણા માણસો ટેબલ ખુરસી પર બેસી કંઈક લખ્યા કરતા હતા. તેમાંનું એક ટેબલ, નજરે ચઢી આવે એવું, દમામથી ગોઠવાયેલું હતું. તેના પર બેઠેલો માણસ પણ સારી પદવી ધરાવતો હોય એવા રૂઆબથી બેઠો હતો. તે ઓફીસનો સેક્રેટરી હતો. નિકોલસ તેની પાસે ગયો, અને પૂછ્યું, "અહીં સેક્રેટરી તરીકે આપ છો ?"

"જી હા !" તેણે રૂઆબ અને અભિમાનથી કહ્યું, "આપ બેસો, સ્ટીફનભાઇના પુત્ર તમે જ ?"

"જી, હા !"

"તમને જોઈ મને ખૂબ આનંદ થયો." સેક્રેટરી સાહેબ બોલ્યા, "મારા ધારવા પ્રમાણે હાલ તમે તમારા માતાપિતા

સાથે છો, ખરુંને ? સ્ટીફન મારા દિલોજાન દોસ્ત છે. સારું. તમે આ નોટીસ વાંચીને તેના ઉપર સહી કરવા આવ્યા છો ને ? આ માત્ર સાધારણ હદબંધીની નોટીસ છે."

તેણે નિકોલસના હાથમાં એક કાગળ આપ્યો. નિકોલસ તેમાંની શરતો જોવા લાગ્યો.

"તમને મ્યુનિસિપાલિટીની હદ બહાર જવાની મનાઈ છે, કોઇને ભણાવવાની મનાઇ છે, કોઇ પણ સંસ્થાના સભ્ય થવાની મનાઈ છે, નાટકમાં ઊતરવા કે જોવાની મનાઇ છે...." આવી રીતે અનેક શરતો લખવામાં આવી હતી અને બધાયની પાછળ 'મનાઇ છે' એમ ટાંકવામાં આવ્યું હતું.

"આ વાતો કાગળ પર જ ભયંકર છે. બાકી તો આવી અનેક શરતો ભયંકર લાગે છે, પણ તેનો ઉપયોગ કરવો અમારા હાથમાં છે, એટલે એની કાંઇ કિંમત નથી." નિકોલસનો ગભરાટ દૂર કરવાના ઇરાદાથી સેક્રેટરીએ જણાવ્યું. તેણે શાહીમાં બોળીને કલમ નિકોલસ સામે ધરી. નિકોલસે તરત શરતપત્ર પર સહી કરી દીધી. સેક્રેટરીએ કાગળ ઉપર સીકકો લગાડી, શાંતિનો દમ ખેંચ્યો, અને કહ્યું, "બસ."

નિકોલસે પોતાની પાછળ કંઈક જાણે ગણગણાટ થતો સાંભળ્યો. તેણે પાછળ જોયું, તો તે ઓરડાનાં બધાં માણસો તેના તરફ આશ્ચર્ય અને ઉત્સાહથી નિહાળી રહ્યાં હતાં.

"મેં સાંભળ્યું છે કે અમારા બડાસા'બ આપના ધર્મ-પિતા છે. તેને આપ મળ્યા ?" સેક્રેટરીએ પૂછ્યું.

"નહિ."

"તમારે તમારા ધર્મપિતા પાસે તમારે ત્યાં પોલીસનો અવરજવર બંધ થાય તે માટે પ્રબંધ કરવો જોઇએ. તમે અઠવાડિયે અહીં હાજરી પુરાવી જતા જાવ એ મારા મત પ્રમાણે સુગમ રસ્તો છે. અમે લોકો અહીં બેઠા બેઠા ગપસપ ચલાવશું, અને સાથે સાથે વખત પણ પૂરો થઈ જશે."

નિકોલસનું ગળું સુકાવા લાગ્યું. તેને એ ગંદું વાતાવરણ વિહ્વલ બનાવવા લાગ્યું, અને સ્વચ્છ વાતાવરણ અને ચોકખી હવામાં જવાની તેને જરૂર જણાઇ. પરંતુ એટલી વારમાં એક પટાવાળો તેની નજીક આવ્યો, અને બોલ્યો, "નાયબ દારોગા સાહેબનો હુકમ છે કે તમે જતાં પહેલાં તેને મળીને જજો."

'હુકમ' શબ્દ સાંભળી નિકોલસ ધુંધવાઈ ઊઠયો, અને બોલ્યો, "મારું શું કામ છે?"

"તેણે જે હુકમ ફરમાવ્યો છે, તે આ છે. બાકી બીજું હું કંઇ જાણતો નથી."

"ભાઈ! તેના હુકમ મુજબ તમારે જવું જ જોઇએ." સેક્રેટરીએ નિકોલસના કાનમાં કહ્યું.

નિકોલસે એક સિગારેટ સળગાવી, અને રોષથી પગ પછાડતો પછાડતો આવેલા માણસ પાછળ જવા લાગ્યો. તે એક ચાલીમાંથી આગળ ચાલ્યો, ત્યાં જતાં પણ નીચેની ચાલી જેવી જ દુર્ગંધ ફેલાઈ ગઇ હતી.

"અહીં ઊંદરની સંખ્યા ખૂબ વધી ગઈ છે." આવનાર માણસે કહ્યું, "ગઈ સાલમાં એક જરૂરી ફાઇલ તો ખાઇ ગયા. કાગળમાં સડેલ માંસ જેવી ગંધ આવે છે. ઊંદરડાંઓએ પૂંઠા સિવાય કાંઈ બાકી નથી રાખ્યું."

"ત્યારે તો તમારો ફાઇલો ખૂબ સ્વાદિષ્ટ હશે !" નિકોલસે મશ્કરીમાં કહ્યું.

તે એક મોટા રૂમમાં આવી ગયો હતો. ત્યાં વચ્ચે એક લાંબુ ટેબલ ગોઠવવામાં આવ્યું હતું. તેના પર આરીભરતવાળું એક લાલ કપડું બિછાવેલ હતું.

"વારુ ! હવે આપ આપની સિગારેટ ફેંકી ઘો." નોકરે કહ્યું.

"હું તેને હમણાં પતાવી દઉં છું" એમ કહી એક ફૂંક જોરથી લીધી, અને તેના ધુમાડા નાકમાંથી બહાર કાઢયા.

"આ સારું ન કહેવાય. અહીં બીડી પીવાની મનાઇ છે." નોકર ખીજાઇને બોલ્યો, અને પોતાના રૂમાલથી ઓરડામાં ફેલાયેલ ધુમાડા છૂટા કરવા લાગ્યો.

નિકોલસે આ વખત દરમ્યાન બાકી વધેલો સિગારેટનો ટુકડો લાદી પર નાંખી દીધો. નોકરે વાંકા વળીને તુરત ઉપાડી લીધો. પરંતુ તેને ફેંકવો કયાં તે તે વિચારવા લાગ્યો, છેવટે એ ટુકડાને પોતાના કોટના ખીસ્સામાં જ નાખી દીધો.

સામે એક દરવાજો હતો, નોકર ધીમે ધીમે તે દરવાજા પાસે ગયો, અને બારણું પણ ડરતાં ડરતાં ધીમેથી ખોલીને કહ્યું, "હજુર ! નિકોલસ આવી ગયેલ છે."

"સારું ! તેને અંદર આવવા દે." કોઇનો દમામી સૂકો અવાજ સંભળાયો.

"જી, જનાબ !" નોકર નીચે નમીને બોલ્યો અને નિકોલસ તરફ ફરીને, દરવાજા તરફ આવવાની તેને ઈશારત કરી.

નિકોલસે ઓરડામાં પ્રવેશ કર્યો. એક મેજ સામે નાયબ દારોગો બેઠો હતો, અને એક કાગળ વાંચતાં વાંચતાં કંઈ વિચારી રહ્યો હતો. તેણે નિકોલસને ખુરશી પર બેસવાની ઈશારત કરી, અને પોતે કાગળ વાંચવા લાગ્યો. નિકોલસ ક્રોધથી તેની સામે જોવા લાગ્યો. નાયબ દારોગાએ પોતાના હાથમાંનો કાગળ કોરાણે મૂકયો, અને મૂછ ચાટતાં ચાટતાં બોલ્યો, "આપ જ સ્ટીફનના પુત્ર નિકોલસને?"

"જી, હા!"

ઊઠીને દરવાજો બંધ કરતાં તેમણે કહ્યું, "ઓહ! તમે કેવી વગર મફતની ધમાલમાં પડયા છો?" નિકોલસ ચુપચાપ બેસી રહ્યો.

"કેમ ભાઈ! તમે લોકો ઈચ્છો છો શું? સમાનતા! પરંતુ મારા નવયુવાન મિત્ર! સમાનતાનું સ્વપ્ન પણ નિરર્થક છે. જુઓ, તમારા અને મારા શરીરની સરખામણીમાં તમે કેવા દુબળા અને પાતળા છો, ત્યારે હું મોટો અને મજબૂત છું. દુનિયા આખી અવનવી પ્રકૃતિનાં માનવીઓથી ચીક્કાર છે. કોઈને તરબૂચ ખૂબ ભાવે છે, ત્યારે બીજાને એ દેખતાં ઉલટી થાય છે. પછી ભાઈ, સમાનતાનો વિચાર મૂર્ખાઈ ભરેલો નથી? જ્યાં તમારી પ્રકૃતિઓમાં સમાનતા નથી, ત્યાં બીજે શું વળે? હું તો તમને મારા સો વાર વિચારેલા અભિપ્રાય કહું છું કે તમારે 'સમાનતા! સમાનતા!' ના ઝંડા ફરકાવનારની વાત પણ ન સાંભળવી જોઇએ. તેઓ સમાનતાનો પ્રશ્ન ઉઠાવી તમ સરખા ભોળા નવયુવાનોને ભોળવી ઉત્તેજીત બનાવી રહ્યા છે. તમે જરૂર માનજો કે ચાલુ કાળમાં સમાનતા નથી, અને ભવિષ્યમાં થવાની

પણ નથી. આ વાત તમને પોલીસના એક માણસ તરીકે નહિ, પરંતુ તમારા શુભેચ્છક તરીકે કહી રહ્યો છું, કારણ કે હું તમારા પિતાને ખૂબ ચાહું છું. તમને ખબર છે કે અમે તો હજુ સમાનતાના સ્વપ્ન પણ જોયા નથી ? જુવાનીના તોરમાં યુવાનો બધાં સ્વપ્નાં જુએ છે, પરંતુ વખત જતાં તેઓ પોતાની મૂર્ખાઈ પર હસે છે.......ઠીક, જવા દો ! તમે નિરાશ શું થાવ છો ? હજુ પણ સમજો તો સારું કે........"

"માફ કરો, આવી વાતો સાંભળવાને મારી પાસે વખત નથી." કહી નિકોલસ ઊભો થયો, અને ઓરડા બહાર ચાલ્યો ગયો, તેનું મુખ ફિક્કું પડી ગયું હતું. હાથ અને શરીર કંપી રહ્યાં હતાં. આંખો દિલગીરીથી ભરેલ હતી, અને ઉદ્વેગમાં આધાની જેમ એક બાજુ જોઇ રહી હતી.



૭

મોગરો અને ચમેલીના શ્વેત ફૂલોની મધુર સૌરભથી બગીચો મહેક મહેક થતો હતો. પ્રાતઃકાલે પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં. નજીકના બગીચામાં લીંબુના ઝાડ પર બેસી બુલબુલ કર્ણપ્રિય ગાન ગાતું હતું. આ બધા દેખાવને વધુ રમણીય બનાવતાં નાના ઘર પર વેલ પથરાઈ ગઇ હતી. એટલી સખત ગરમી પડતી હતી કે એમ થતું કે નદીમાં પડીને ખૂબ ખૂબ ડૂબકીઓ માર્યા કરીએ. નિકોલસ આ વખતે હાથમાં બંદૂક લઇ નદી કિનારે ઘૂમતો હતો. તે પોતાના પિતાના ભાષણોથી ખૂબ કંટાળી ગયો હતો. ડોસો પૈસાની તંગી તથા નિકોલસની બેપરવાહી અને બેકારી પર બળી બળીને ખાખ થઈ જતો હતો. આ વાત નિકોલસ સારી રીતે જાણતો હતો અને તેથી તે પોતાના માબાપથી દૂર રહેવા બનતા પ્રયત્ન કરતો.

નદીને સામે કિનારે ચરાગાર હતું, અને તેની નજીકમાં એક સુંદર સરોવર હતું. વૃક્ષો અને લતાઓથી તે નિર્મલ સરોવર પ્રકૃતિદેવીનાં ઉજ્જવલ દર્પણ સમું દીસતું હતું. આકાશમાં વિચરતા આસમાની વાદળા ઝૂકી ઝૂકીને પોતાનું સૌન્દર્ય આ રમણીય દર્પણમાં દેખતાં હતાં. સવારને પહોર સુસવાટા મારતા સમીરના સપાટાથી જ્યારે આ સરોવરનું સુંદર અને

સુસ્વચ્છ સલિલ હીલોળે ચઢતું, ત્યારે તેમાં ગગનમંડળ એવું તો ડબૂક ડબૂક થતું કે જાણે અનુપમ અને અનવધિ આનંદથી આ અપ્રતિમ પ્રકૃતિદેવી સુંદર રીતે નૃત્ય કરી રહી છે.

આવા ઉપમેય ઉપવનમાં ફરવું અને ફાટ ફાટ થતા યૌવનવાળા સુંદર પુષ્પોની પરાગ ઝીલવી એના કરતાં વધારે સુખપ્રદ બીજું શું હોઈ શકે? નિકોલસ આ તળાવના લીલાછમ કિનારા પર કલાકોના કલાકો સુધી ફર્યાં કરતો. અંતિમ શાંતિનો તેનો આ અવસર હતો. આવા મનોહર વાતાવરણથી તે પોતાના મગજ પરનાં બધાં ભારણો વીસરી જઈ નિકોલસ નવી જ તાઝગી મેળવતો, અને તેના યુવાન હ્રદયમાં, સરોવરમાં પડતા આકાશના નિર્મલ પ્રતિબિંબ સમો ઉલ્લાસ ઝબકી ઊઠતો. આ જ સમયે તે જીવનનો સાચો આનંદ માણી શકતો.

કોઇ કોઇ વેળા જળકૂકડી તરતી તરતી કિનારે આવી ચઢતી, અને પાણીમાં ભમતી પોતાની બહેનપણીઓને પોતાના તરફ બોલાવવા કલબલાટ કરી મૂકતી. આ વખતે નિકોલસ ધારે તો સુંદર રીતે તેનો શિકાર કરી શકે તેમ હતો, પરંતુ, નહિ, તે પોતાની બંદૂકને અડતો પણ નહિ. તે એકાગ્ર ચિત્ત આજુબાજુની શોભા નિરખવામાં જ તલ્લીન થઈ જતો. આ વખતે તે એવા ભાવ ભાવતો કે જાણે તે પ્રકૃતિદેવીનો ઉગ્ર ઉપાસક હોય અને પોતે તેનું નિગૂઢ રહસ્ય સુંદર રીતે સમજતો હોય. તે વખતે તેને ન તો પોતાનું ઘર યાદ આવતું, કે ન તો તેને લોકનિંદાની દરકાર હતી. તે પોતાના મનસ્વી, શાંત, અને ગૂઢ વાતાવરણમાં વિચરવા લાગતો, અને સુખનાં ઉજ્જવલ સ્વપ્નો નજદિકમાં જોયા કરતો.

થોડા દિવસ થયા નિકોલસ પર નિંદા અને લોકાપવાદના ગઢ તૂટી પડતા હતા. લોકો તેને રસ્તે જતાં જોતાં તેના તરફ આંગળી ચીંધતા. ઘેર પણ તેને ચેન ન પડતું. તેની મા તો નિસાસા જ નાખ્યા કરતી, અને કડવા ઘૂંટડા ગળી જતી. પરંતુ જ્યારે સ્ટીફનની નજરે તે પડી જતો ત્યારે સ્ટીફન તેને ન બોલવાના બેચાર બોલ કહી દેતો. નિકોલસ કોઈ વખત બગીચામાં બેસી પુસ્તક વાંચતો તો સ્ટીફન કહેતોઃ "વાંચવામાં હવે શો લાભ?" વળી કોઈ દિવસ તે અહીં તહીં ફરતો, તો તેના પિતા તેને વ્યંગમાં કહેતા, "વાહ! આના કરતાં વધારે મજાનું જીવન બીજું કયું હોઇ શકે? ખાવું, પીવું, ખેલવું અને કામ કંઇ કરવું નહિ." તે કયાંય ફરવા જતો, ત્યારે વૃદ્ધ પોતાના દુર્ભાગ્ય ઉપર આંસુ સારતો. આ બધું સ્ટીફન પોતાના પુત્રને બાળવા અગર ચીઢવવા કરતો એવું કાંઇ નહોતું. તેનો ઉદ્દેશ તેને કોઇ પણ રીતે સુધારવાનો હતો. જ્યારથી નાયબ દારોગાએ નિકોલસે બતાવેલા દુર્વર્તન વિષે સ્ટીફનને વાત કરી હતી, ત્યારથી સ્ટીફન પોતાના પુત્રની મનોવૃત્તિ સુધારવા તલપાપડ થઇ રહ્યો હતો, અને ઝીણી ઝીણી વાતમાં પણ તે તેના પુત્રને કડવા શબ્દો સંભળાવી બેસતો.

એક દિવસ સ્ટીફન અને દારોગાનો અજાણતાં જ ભેટો થઈ ગયો. દારોગાને જોતાં જ વૃદ્ધ કમકમી ઊઠયો. તે હમણાં થોડાં દિવસ થયાં કોઇ પણ ઓળખીતા પાળખીતાને મળતાં ડરતો હતો, ને પોતાનું મોઢું કોઇને બતાવતાં શરમાતો. પોતાના પુત્રના કામે પોતાની ઈજ્જત અને ખાનદાની પર બટ્ટો લગાવ્યો છે એમ તે માનતો થયો હતો.

"આપ તો હમણાં દેખાતા પણ નથી." દારોગો બોલ્યો.

"આવવાની તો મરજી બહુ થાય છે, પણ વખત નથી મળતો." સ્ટીફને આંખો ઢાળી જવાબ આપ્યો, અને "મેરીયાની તબીયત ઠીક નથી" એવું બહાનું બતાવ્યું.

"નિકોલસ તો કોઈ અજબ માણસ છે. તેણે તો મોઢું પણ ન બતાવ્યું."

સ્ટીફન શરમાવા લાગ્યો, અને પોતાના પુત્રના આ ગેર-વર્તનથી સણસણી ઊઠયો. પછી એક મોટો નિઃશ્વાસ નાંખી, તે બોલ્યો, "તે આવતા ધબકે છે. તે પોતાના મૂર્ખાઈભર્યા કામથી શરમાય છે. તેને પોતાનું મોઢું બતાવતાં પણ શરમ લાગે છે."

"ઓહો! એમાં શરમાવાનું શું છે?" દારોગો બોલ્યો, "ગઈ ગુજરી ભૂલી જવી જોઈએ. માણસની ભૂલ તો થાય, તેને માટે દોષ દેવો ઉચિત નથી."

"તો પણ તે શરમાય છે." સ્ટીફન કહેવા લાગ્યો, "તમને તે મળશે તો તમે દુઃખી થશો એમ એને બીક લાગે છે, કારણ કે તમે તેના ધર્મપિતા છો, તે ઉપરાંત પોલીસ દારોગા પણ છો."

દારોગો ખડખડાટ હસવા લાગ્યો.

"અરે, નહિ રે નહિ! એમ તો દુનિયામાં નિર્દોષ કોઈ નથી. તમે તેને મારે ઘેર જરૂર મોકલજો. હું તેને બેચાર શબ્દો કહીશ, તો તેના ધર્મપિતા તરીકે, નહિ કે દારોગા તરીકે. ખરેખર આજના યુવાનો કેટલા ઉપદ્રવી છે! હજુ મૂછોનો

દોરો પણ ફૂટયો ન હોય તે પહેલાં તો સ્વરાજ માગવા લાગે છે.”

દારોગો ફરી હસવા લાગ્યો. હસતી વખતે તેનું હૃષ્ટપુષ્ટ શરીર હાલતું હતું. સ્ટીફન તેની સદ્‌ભાવના અને કૃપાદૃષ્ટિ પર આફ્રીન હતો. વૃદ્ધની આંખમાં આનંદાશ્રુ આવ્યાં, અને એના હાથ આનંદમાં થરથરવા લાગ્યા.

“આપણે પણ એક દિવસ તેના જેવા યુવાન હતા. સાચું પૂછો તો નિકોલસ સુશીલ અને ભલો છોકરો છે, પણ દૈવ-વશાત્ એની પ્રકૃતિ કેમ પલટાઈ ગઈ તે સમજાતું નથી.” સ્ટીફન બોલ્યો.

દારોગો સહાનુભૂતિમાં માથું હલાવ્યા કરતો હતો એ જોઈને સ્ટીફનના હૈયામાં હામ આવી અને તે બોલ્યો, “કેમ તે વળી થયેલી ભૂલ સુધારવાનો એકે ઈલાજ છે? હવે તે ફરી ભણવા પોતાની નિશાળે જઈ શકે છે....?”

“થોડો વખત રહો; બધાં સારાં વાના થઈ જશે.” દારોગાએ આશ્વાસનના બે ચાર શબ્દો ફેંકયા, અને પછી સ્ટીફન સાથે હાથ મિલાવી લીધાં, અને આગેકૂચ શરૂ કરી. સ્ટીફને જતી વખતે પાછા ફરીને દારોગાની પાછળ જોયું, અને બુઢ્ઢો બબડયો, “અજબ વ્યક્તિ દીસે છે.”

તે દિવસે સ્ટીફન ઘેર આવ્યો, ત્યારે તેના હરખનો પાર ન હતો. રસ્તામાં પણ તે તેની જૂની છત્રી ફેરવતો ફેરવતો, કોઈ જૂના–પુરાણા ગીતની પંક્તિઓ ગણગણતો ચાલ્યો જતો હતો.

તે દિવસે તે ખુશમિજાજમાં જમતો હતો, નિકોલસ તરફ પ્રથમ વાર જ પ્રેમદૃષ્ટિથી નિહાળી તે બોલ્યો, “પધારો સામ્ય-

વાદીજી !" મેરીઆએ પણ તેને મજાકમાં ઉડાવ્યો. વાળુ કર્યા પછી તે અહીંતહીં ઓરડામાં ટહેલવા લાગ્યો, અને વારંવાર કંઈક ગાવા લાગ્યો.

મેરીઆએ વિસ્મય પામી પૂછ્યું, "આજ તો કાંઈ ખૂબ આનંદમાં લાગો છો. આજે તો કાંઈ અજબ રીતે ગાયા જ કરો છો ? ભલા, શું કારણ છે એનું ?" તેના જવાબમાં ગાણું જ સંભળાયું. સ્ટીફન પોતાની ધૂનમાંને ધૂનમાં આંટા માર્યા જ કરતો હતો.

મેરીઆ પણ પોતાના સ્વામીનો આનંદ દેખી મલકાણી. આજે તેણે એના ટેબલ માટે એક નવું ટેબલકલોથ કાઢ્યું અને બિછાવ્યું, અને ઘણી જ સાવધાનીથી નાસ્તો તૈયાર કર્યો. પોતાના પતિના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનનારી મેરીઆ પણ આજ ખુશખુશાલ હતી.

ચા પીતાં પીતાં સ્ટીફને પોતાના પુત્રને મજાકથી કહ્યું, "આવો, મહાશય સામ્યવાદીજી ! આપને એક ખુશખબર આપવાની છે, ખ્યાલે શરીફમાં રાખજો."

નિકોલસને આ અવાજ વિચિત્ર અને ચોંકાવનારો લાગ્યો, તેનો ચહેરો ભયથી ફિક્કો પડી ગયો. પિતાને આજ ખુશમિજાજમાં દેખી તેને ભય લાગ્યો. જ્યારે સ્ટીફનની પાસે તે ખુરશી પર બેઠો, ત્યારે તેને આવતું વાદળું આપત્તિજનક લાગ્યું.

"મેં તને સેંકડો વાર તારા ધર્મ પિતાને મળી આવવા કહ્યું, પણ એ વાત તો તારા મગજમાં પેસતી જ નથી."

"પાછું એનું એ રામાયણ." નિકોલસ મનમાં બોલ્યો.

ત્યાર પછી સ્ટીફને પોતાના સ્વભાવ પ્રમાણે દારોગા સાથેના મેળાપ અને વાતચીત સંબંધી વિગતવાર વર્ણન કર્યું. સાથે સાથે નિકોલસને વિશ્વાસ બેસે એવી ઢબથી મીઠું મરચું પણ સારી રીતે ભભરાવ્યું; અને ફરી એક વાર નિકોલસ સામ્યવાદના વિચારોને છાપરે ચઢાવી પોતાના અસલ રાહ પર આવી જાય, તો તેને કોલેજમાં જવા દેવાનું વચન આપ્યું છે એવી વાત પણ કરી.

"ભાઈ! દારોગો ગજબનાક આદમી છે." તેણે વાત વાતમાં કહી દીધું, અને પોતાના પુત્રને શિખામણ દેવા લાગ્યો, "તું જ્યારે આવતા રવિવારે પોલીસચાવડીએ જા, ત્યારે સાથોસાથ દારોગા પાસે પણ જતો આવજે. અમારું માની, સમજી વિચારીને કામ કરો. વખત વિચારી કામ કરશો, તો બધાં સારાં વાનાં થઈ જશે."

નિકોલસ ચુપચાપ મેજની ચાદર ભણી જોવા લાગ્યો. બીજી બાજુ સ્ટીફન વાત લંબાવી રહ્યો હતો, "હવે આ બેવકૂફી છોડી દે. કુદરત પણ તારા આ મૂર્ખાઇ ભરેલા વિચારોની વિરુદ્ધ છે. તમારી સમાનતાની યોજનાઓને તે કોઈ કાળે ફળીભૂત નહિ થવા દે. ચોક્કસ માનજે કે તું તારું માથું નમાવીશ, તો તૂટી નહિ જાય." ડોસાએ આખરે પોતાના ભાષણની પૂર્ણાહુતિ કરતાં કહ્યું.

"પરંતુ કોઈ કોઈ વાર તૂટી પણ જાય છે." દબાયેલા અવાજે નિકોલસ બોલ્યો.

સ્ટીફન ક્રોધથી લાલચોળ થઈ ગયો. તે ટેબલ પર હાથ

પછાડીને ગુસ્સામાં જોરથી બરાડયો. "તો તારા જેવો બેવકૂફ બીજો કોઇ નહિ ? સમજ્યો ?"

"જી હા ! સમજી ગયો."

"હું કહું છું કે તારે જવું જ પડશે. મેં તેમને વચન આપ્યું છે."

"નહિ, તે કદી નહિ બને." નિકોલસ ધીમા પણ મક્કમ અવાજે બોલ્યો, અને ઊઠીને ચાલતો થયો.

"શું ?" સ્ટીફન આગ ઝરતી આંખે બોલ્યો.

આ ભયંકર દૃશ્ય રોકવા માટે શું કરવું તે મેરીઆને ન સમજાયું. તે સ્ટીફન તરફ ક્રોધભરી દૃષ્ટિએ નિહાળી રહી હતી, અને તેની બાંય પકડીને વારવાર કહેતી હતી, "અરે ! ઇશ્વરને ખાતર આમ ન બોલો."

નિકોલસે ટોપી પહેરી, અને ચલતી પકડી. વૃદ્ધ માતા-પિતા તેની તરફ નમ્ર દૃષ્ટિએ તાકતા રહ્યા, અને નિકોલસ બગીચા બહાર નીકળી ગયો. લાંબી ડાંફો ભરતો તે નદી કિનારે જઈ પહોંચ્યો. તેના ઓષ્ટ ફફડી રહ્યા હતા અને આંખમાંથી આંસુઓ ટપકતાં હતાં.

તે નદીના એક ઊંચા ટેકરા ઉપર બેઠો, અને બાઘાની માફક સામે દેખાતા મેદાનો તરફ શૂન્ય નજરે તાકીને બેસી રહ્યો. અસ્તાચલ તરફ જતો સૂર્ય, ધીમે ધીમે મલીન થતી જતી ધરતીમાતા તરફ ઉદાસીન દૃષ્ટિએ જોઇ રહ્યો હતો. દુનિયા પર ધીમે ધીમે અંધકારનો પડદો પથરાતો જતો હતો. અંધારી રજની પોતાનો કાળો સાડલો પાથરતી હોય એમ લાગતું હતું.

જોતજોતામાં સંધ્યા સમય વિતી ગયો. નદીના આસ્માની લાગતા પાણીમાં વૃક્ષોની કાળી કાળી ભૂત જેવી છાયા દેખાવા લાગી. આકાશ ઘોર અંધકારથી આચ્છાદિત થઈ ગયું, અને વાદળાં પણ રાક્ષસ સ્વરૂપ કાળાં લાગવા માંડયાં.

નિકોલસ કિનારાના વૃક્ષો નીચે બેઠો હતો. આજુબાજુ સડેલ ઘાસ અને કાદવની દુર્ગંધ આવ્યા કરતી હતી. સમીરના સપાટાથી બધા વૃક્ષના પાન ખડખડતાં હતાં, અને નદીનાં ખળખળ વહેતા નિર્મળ નીરના સ્વર સાથે આ પાંદડાંઓનું ખડખડાટ હાસ્ય મળી જતાં કોઇ રહસ્યમય વાર્તાલાપનું વાતાવરણ ગુંજી ઊઠતું હતું. કુદરત વિચારના ઝોકે ચડેલી માલમ પડતી હતી. માત્ર જળકૂકડીના ચિત્કાર અથવા બતકની પાંખોના ફડફડાટ જ આ વિચારમગ્ન શાંતિમાં ભંગાણ પાડતાં હતાં.

ઘણી વાર સુધી આ સંધ્યાકાલીન દૃશ્ય નિકોલસ જોઈ રહ્યો. જ્યારે અંધકાર પ્રસરી રહ્યો, ત્યારે નદીનાં કાળા પ્રવાહની પેલે પાર, નિકોલસ કલ્પનાની પાંખો લઈને ઊડયો. તેને લાગ્યું કે નદીને સામે કિનારે, આ ચુગલીખોર લોકોથી ખૂબ દૂર, પ્રગાઢ વનની પાર, નદી કિનારે એક શાંત અને સુંદર મહાલય છે. તેને ચારે બાજુ રમણીય રસ્તાઓ છે. પાછળ સુરમ્ય સ્નાનાગાર છે. ઉપર વિશાળ છજા છે. આ મધુર મહાલયમાંથી એક મુગ્ધાનો સુંદર રવ સંભળાતો હોય એમ નિકોલસને લાગ્યું.

કલાકો સુધી નિકોલસ પેલી ગેબી ગેલીઆનું સુસ્મરણીય સ્વપ્ન જોતો જોતો ત્યાં ને ત્યાં બેસી રહ્યો. તેના સ્વપ્નામાં ખલેલ પાડનાર કોઈ હતું નહિ. ચારે બાજુ ગંભીર શાંતિ ફરી

વળી હતી. નિદ્રાગ્રસ્ત સરિતાના સુમધુર શ્વાસોચ્છાસ માત્ર સંભળાતા હતા, અને આ એકાંત પ્રદેશની મંજુલ કથા કહી રહ્યા હતા. નિકોલસને લાગ્યું કે હરિણી સમી ગેલ કરતી ગેલીઆનું નિવાસસ્થાન અહીં જ હોવું જોઇએ.

નિકોલસ આનંદમય વાતાવરણથી આનંદિત થઈને પ્રણય-ગીત લલકારવા લાગ્યો. તેના આલાપમાં કેટલી હૃદયદ્રાવક વેદના હતી! અને કેટલો દર્દભર્યો પોકાર હતો! રાત્રિના આ શાંત વાતાવરણમાં, કોણ જાણે કેટલેય દૂર સુધી સંભળાતો હશે એના દર્દભર્યા દીલનો અવાજ!

લલિતાંગી ગેલીઆ પણ જાણે કેમ પોતાના પ્રિયતમ પ્રણયીનાં પ્રણયગીતના સુર સાંભળવા નદીના કિનારે દૂર બેઠી બેઠી સ્વપ્ન નિહાળતી હોય! પવન પણ આ પ્રેમી સુર લઈ જવાને એટલો તલપાપડ થઇ સુસવાટા કરતો હતો કે નિકોલસને લાગ્યું કે જરૂર એનો પ્રેમસંદેશ સુંદરી, નતાંગી ગેલીઆ પાસે પહોંચી જશે.

રાત વધતી ગઈ. ચંદ્રમા આકાશમાં ઊંચે ચઢવા લાગ્યો. ચાંદનીના પ્રકાશમાં નદીનું પાણી ઝગુંમગું થઈ રહ્યું હતું, અને જાણે રૂપાની નદી વહેતી હોય એમ લાગતું હતું. ખેતરોમાં ખેડૂતોએ સળગાવેલ તાપણીઓ નજરે પડતી હતી. સહસા નિકોલસે એક સ્વર સાંભળ્યો, "ઓહો! તમે પણ આવા સુશાંત, સુમધુર, રમણીય વાતાવરણમાં ગાઇ રહ્યા છો ને શું?

નિકોલસ ચમક્યો, પાછળ જોયું, અને જોતાં વેંત ભોંઠો પડ્યો. જાણે ચોરી કરતાં પકડાઇ ગયો હોય એવા ભાવ તેના

મુખ પર તરવર્યાં. થોડી વાર પછી એક માણસ તેની સામે આવ્યો અને બોલ્યો, "કેમ, મને ન ઓળખ્યો ? હું આપના પિતાનો પ્રિય મિત્ર છું, અને બેંકમાં મુનીમ છું."

"ઓહો ! આપ જ કે ?"

"ખરેખર, આજની રાત બહુ સુંદર છે, હાં....હાં ગાવ, ગાવ. મને પણ ગાવાનો ખૂબ શોખ છે. પહેલાં હું મંદિરના ભજનમંડળનો મુખ્ય ગવૈયો હતો." મુનીમ ખોં....ખોં કરતો નિકોલસ પાસે બેસી ગયો, "કહો, તમારા ધર્મપિતા દારોગા સાહેબને આપ મળી આવ્યાને ?"

નિકોલસે જવાબ ન આપ્યો. તે ઠેકડો મારીને ઊભો થઇ ગયો, અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર એક બાજુ જવા લાગ્યો. "સેતાન ! અહીં પણ પીછો નથી છોડતો." તે મનમાં બબડયો, અને જોત જોતાંમાં ઝાડીઓની અંદર અદૃશ્ય થઈ ગયો.

મુનીમ બાઘાની માફક, નિકોલસ જે ઝાડીમાં ચાલ્યો ગયો તે તરફ તાકી રહ્યો.



૮

લાંબો સમય નિકોલસ નદી કિનારે ઘૂમ્યો હતો. રાત ઘણી વિતી ગઇ હતી. અંધકારનો અધિકાર અધિક અને અધિક થતો જતો હતો, ત્યારે નિકોલસ ગામ નજીકનાં મેદાનોમાં રખડતો હતો. ચાંદની ચમકી રહી હતી. ચારે બાજુ શાંતિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. એ અદ્દભુત ચંદ્રમા પણ આશ્ચર્ય ચકિત થઈ ગયો હતો. માત્ર સડકની કોરાણે ઘેટાં ડે....ડે કરી રહ્યાં હતાં. અને કોઈ દુ:ખી દીલવાળો પોતાના દર્દભર્યા સ્વરથી કોઇ કરૂણ કાવ્ય ગાઇ રહ્યો હતો.

મોડી રાત સુધી નિકોલસ ત્યાં ફરતો રહ્યો. ગામમાં કોઇ કોઇ જગ્યાએ દીવા ટમટમી રહ્યા હતા. કોઇ કોઈ વખત દૂરની ગલીઓમાં કૂતરાઓનો ભસવાનો અવાજ આવતો હતો. વચ્ચે વચ્ચે ટાવરની ઘડિયાળ પોતાની વખત ગણુતરીનો વખત મંજુર કરવા ટન્ ટન્ કરી સારા વાતાવરણને કંપાવી દેતી હતી.

જેમ જેમ રાત વધતી જતી હતી, તેમ તેમ ચાંદની વધારે નિર્મળ બનતી જતી હતી. આકાશમાં ઈન્દુ ઘણો ઊંચો ચઢી ગયો હતો. નિકોલસ હજુ પણ ત્યાંનો ત્યાં રહ્યો. તે ખેતરો અને ઝાડીઓની આજુબાજુ ઘૂમવા લાગ્યો. આવી રાત્રીના સમયે એકલા અટૂલા ફરતા નિકોલસને જોવા ઝાડની

ડાળીઓ છૂપી રીતે, એક નજરે નિહાળી રહી હોય એવી શાંત લાગતી હતી.

એકાએક સીસોટીનો તીણો અવાજ આવ્યો, અને કોઇનો કઠોર સ્વર સંભળાયો, "કોણ ?"

નિકોલસ એને ઓળખી ગયો. તે ગામનો ચોકીદાર હતો. બંને પાસે આવતાં વૃદ્ધ ચોકીદારે પણ નિકોલસને ઓળખ્યો. તે આશ્ચર્યચકિત થઈ બોલ્યો, "ઓહોહો ! તમે ? પણ... આવે વખતે અહીં ? ઊંઘ નથી આવતી ?"

"ખરું કહો છો." નિકોલસે જવાબ આપ્યો.

"આજની રજની ખરેખર મનોરમ છે, અને આપના જેવા નવયુવકને એકલા અટૂલા પથારીમાં ઊંઘ ન આવે તે પણ સમજી શકાય એવી વાત છે." ચોકીદાર હસી પડયો, અને હસતો હસતો આગળ વધ્યો. મેદાન ચંદ્રજ્યોત્સ્નામાં ઝગમગી રહ્યું હતું. એ જ પ્રમાણે ઘેટાંનું ડૂં....ડૂં અને દુઃખીનું દુઃખ-કંપિત ગાન પણ સંભળાતાં હતાં. એ જ સમયે ટનટન્ ઘંટારવ સંભળાયો, અને નિકોલસ ઊભો થઇ ઘર ભણી જવા લાગ્યો.

રસ્તામાં ન જાણે કેમ તે એકાએક એક મકાનની સામે ઊભો રહી ગયો. એક યુવક ટેબલ ખુરશી પર ખાણું લઇ રહ્યો હતો, અને એક નવયુવતી તેની સામે ઊભી હતી, અને કંઇક પીરસતી હતી. તેના હાવભાવ અને પીરસવાની રસિક રીતથી તે આ નવયુવકની પત્ની હોય એમ લાગતું હતું. તેનો ધણી ઘણાં આનંદથી ભોજન કરી રહ્યો હતો, અને સાથે સાથે મજાક મશ્કરી પણ પણ ઉડાવતો હતો.........

આ રસિક દૃશ્ય જોઈને નિકોલસના મોંમાં પાણી છૂટયું, "ઓહો ! કેટલું સુખી જોડલું ! આ લોકોએ સાંસારિક દુઃખ અને માનસિક ચિંતાઓને કોરાણે મૂકયાં છે !"

તે તેના ઘર નજીક આવી ગયો હતો. તે જેમ જેમ આગળ આવવા લાગ્યો, તેમ તેમ તેના પગ પાછા પડવા લાગ્યા. આજ એ રમણીય હરિયાળી લતાઓથી આચ્છાદિત થયેલું મકાન તેને ખાવા ધાતું હતું. જે ઘરમાં તે નાનાથી મોટો થયો હતો, જેમાં તેને લાડ લડાવવામાં આવ્યો હતો, જેમાં તે અનેક મિત્રો સાથે રમ્યો હતો અને ફર્યો હતો, તે જ મકાન આજે જાણે કેમ રાક્ષસની માફક મોઢું ફાડી તેનું ભક્ષણ કરવા તૈયાર થઈને ઊભું હોય એમ તેને લાગતું હતું.

ડરતાં ડરતાં તેણે આગળીઓ ખોલવા બારીને હાથ અડાડયો. પરંતુ બારી ખુલ્લી જ હતી એટલે ખૂલી ગઈ, અને તેના પિતાશ્રી ખાંસવાનો અવાજ સંભળાયો. ખરેખર, સ્ટીફન ખડકી પાસે જ બાંકડા પર આ જ છાનોમાનો બેઠો હતો. બાંકડા ઉપર કોઈ ઝાડીનો ઓળો પડતો હતો, તેથી નિકોલસ તેને જોઈ ન શકયો.

"કોણ ? નિકોલસ ?" વૃદ્ધ ભર્યા અવાજે પડકાર કર્યો.

નિકોલસ ચક્કર વક્કર થઈ ગયો. તેના પિતા આવી રીતે બહાર બેઠા હશે એવો એને સ્વપ્નેય ખ્યાલ ન હતો. ચોંકયે અવાજે તે બોલી ઊઠયો.

"વારુ, અત્યાર સુધી તમે બહાર બેઠા છો ?"

"એ તો ઠીક હવે." સ્ટીફન ઉત્તેજીત થઇને બોલ્યો, "પરંતુ આપ અત્યાર સુધી કયાં ભટકવા સીધાવ્યા હતા? વારુ, જરા થોભો. મારે થોડી વાત કરવી છે તમારી સાથે."

"ફરમાવો."

"ફરમાવો નહિ, સાંભળો." વૃદ્ધે ભાષણ શરૂ કર્યું, "આજ હું દારોગા પાસે ગયેલો. જરૂર, તે જેવો તેવો માણસ નથી. હજુ તે તને પોતાના પુત્રની માફક ચાહે છે, જ્યારે તું તેને ધિક્કારી રહ્યો છે. જો તું એટલું જ લખી આપે કે, 'મેં જે આજ સુધી વિદેશીઓ વિરુદ્ધ વાતાવરણ જમાવ્યું છે તે બીજાના ચઢાવવાથી જ કર્યું છે, અને હવે ભવિષ્યમાં કોઇ દિવસ તે ભૂલ નહિ થાય,' તો તુરત મામલો આખો સુધરી જાય."

નિકોલસે કાંઈ જવાબ ન આપ્યો, તે ચૂપચાપ સાંભળી રહ્યો.

"હું પણ મારાં તરફથી એક લખાણુ કરીશ. કે, હું અરજ કરૂં છું કે આજ પાંત્રીસ વરસ થયાં સાચા અંતઃકરણે અને ખરી ઈમાનદારીથી સરકારની નોકરી એકધારી બજાવી રહ્યો છું. હવે મારી અવસ્થા છે અને તેથી મારું શરીર અને હાથ કંપે છે...."

નિકોલસની છાતીમાં ડૂમો ભરાયો. તે પોતાના પિતાની વાતો સાંભળી હવે ઊકળી ઊઠયો. પરંતુ સ્ટીફન બોલ્યે જ જતો હતો. "અને દારોગો પણ પોતાના તરફથી કંઇ કંઇ સીફારસ કરશે. આ રીતે બધી વાતોનો મેળ મળી જશે, અને તું ફરી તારો અભ્યાસ શરૂ કરી શકશે."

કોઈ અપરાધી પોતાના દંડની સજા સાંભળે એવી રીતે સડક થઇને નિકોલસ પિતાશ્રીનું આ લાંબુ ભાષણ બારી પાસે

ઊભો ઊભો સાંભળી રહ્યો. તેની આંખો પગની આંગળીઓ પર ચોંટી ગઈ હતી. હાથ રીંગણાની જેમ લટકી રહ્યા હતા. માત્ર મોંમાંથી જ કોઈ કોઈ વખત હું....હું. સંભળાતું હતું. ચારે બાજુ શાંત–ભયંકર વાતાવરણ પ્રસરી ગયું. નિકોલસના હૃદયભાવ જાણવાને રજની પોતાનો શ્વાસ રોકવા પ્રયત્ન કરતી હોય એમ ભાસતું હતું. આકાશમાં અસંખ્ય તારા ઝબુક ઝબુક થતાં હતાં.

આ સમયે એક મચ્છર તેના કાન પાસે ગુણગુણ કરવા લાગ્યો. તેનો મર્મરધ્વનિ નિકોલસના મગજમાં ઘૂમરી લેવા માંડયો પાસે જ એક કુતરો જોરથી, મોટે સાદે અને લાંબે સ્વરે ભસવા લાગ્યો. નિકોલસના હૃદયમાં ભયંકર તોફાન મચી રહ્યું હતું. તે મચ્છરનો મર્મરરવ તેને કોઈના અંતિમ સૂર સમો સંભળાયો.

"માટે તમારે કાલે દારોગા પાસે જઇ માફી માગવી જોઇએ." સ્ટીફન ફરી ફરી કહેવા લાગ્યો.

"ના, ના. હું તો કયાંય જવાનો પણ નથી, અને લખી આપવાનો પણ નથી." નિકોલસ જવાબ આપી, પોતાના ઓરડા તરફ આગળ વધ્યો.

"શું ?" સ્ટીફને સજ્જડ અવાજે કહ્યું.

"નહિ; મારાથી એ નહિ બની શકે."

"પેટમાં ખાવાનું તો ઠાંસી ઠાંસીને ભરી શકો છો. એમાં તો કોઈ જાતની કઠણાઈ નથી દેખાતી." વૃદ્ધે તિક્ષણ વ્યં-ગમાં કહ્યું.

"મહેરબાની કરી મને એકલો છોડી દો. મને સતાવો મા!" નિકોલસ ગાંડાની માફક બકવા લાગ્યો, અને દોડતો દોડતો કુટિરમાં ઘૂસી ગયો. તે ઝુંપડી બગીચાના પાછલા ભાગમાં હતી, સ્નાનાગાર તરીકે વપરાતી હતી. થોડા સમય થયાં આ ઝુંપડીને નિકોલસે પોતાના માટે પસંદ કરી હતી. આજ કુટિરમાં સ્ટીફન, નિકોલસના જેલનિવાસ દરમ્યાન, બારણું વાસીને આંસુ સારતો હતો.

સ્ટીફનના મોંનો વર્ણ તપેલા તાંબાના જેવો થઈ ગયો હતો, અને ક્રોધમાં ને ક્રોધમાં તે બરાડી ઊઠયો, "બદમાશ...." સારું વાતાવરણ કંપી ઊઠયું; અતિ આવેગને લીધે સ્ટીફનનો ઘાંટો ઠરડાઈ ગયો. ચારે બાજુ સ્ટીફનની ભયંકર બૂમનો પડઘો પડયો. તે શાંત રાત્રી પણ જાણે ચોંકીને પ્રતિધ્વનિ પાડી ઊઠી, "બદમાશ!"

ઓરડીમાં જઈ નિકોલસે મીણબત્તી સળગાવી. ઓરડીની લાદી રાતી હતી, અને છત હતી કાળી. એક ખૂણામાં નાવાનો ટબ ઊંધો પડયો હતો. તેના ઉપર કંઈક પુસ્તકો પડયાં હતાં. બીજી બાજુ એક બાંકડો પડયો હતો. તેની પાસે એક ખુરશી પડી હતી. દિવો પવનના સુસવાટાથી હાલ્યા કરતો હતો. અને નિકોલસનો પડછાયો નૃત્ય કરતો હતો! નિકોલસે ઓરડીની બારીઓ ઉઘાડી નાંખી, અને પછી કેદમાં પુરાયેલા જાનવરની માફક આમ તેમ આંટા મારવા લાગ્યો. પરંતુ તેને ચેન ન પડયું. અચાનક પોતે ખૂબ જ થાકી ગયેલો હોય અમ તેનું શરીર તેને તુટતું લાગ્યું. તુરત તે દિવો ઓલવી નાંખી, બેંચ પર લાંબો થઇને પડયો.

બારીમાંથી ચાંદનીનો સાધારણ પ્રકાશ ડોકિયાં કરતો હતો. બહારના ભાગમાં ઝાડીનાં પાન કોઈ કાઈ વખત ખખડતાં હતાં. પાસે જ એક ભૂંડ ભૂં....ભૂં....ભૂં કરતું હતું. નિકોલસ ઘણી વાર સુધી માથે હાથ રાખીને પડી રહ્યો. તેના મગજમાં વિદ્રોહી વિચારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. તે સમયે તેણે સડક પર ચાલી જતી ગાડીની ઘંટડીનો અવાજ સાંભળ્યો. ધીમે ધીમે તે રવ ધીમો પડતો ગયો, અને જોતજોતાં રાત્રીની અગાધ શાંતિમાં વિલીન થઈ ગયો. "કોઈ ભાગ્યશાળી આદમી જઈ રહ્યા છે. હવે હું પણ નહિ થોભી શકું. જલ્દી ! જેટલું બને તટલું જલ્દી ! અરેરે....હમણાં જ આહ ! મારાથી આ બધું સહન નથી થતું ! ઓહ ! શરીર કેટલું તૂટે છે ! કેટલું બોજારૂપ વેદનાપૂર્ણ અકારૂં જીવન !...." તેણે એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો.

એકાએક બગીચામાં મરઘો ખીજાઈને પાંખો ફફડાવવા લાગ્યો. કોઈનો પગરવ નજીકમાં જ સંભળાયો. કોઈ વ્યક્તિ ધીમે ધીમે સામેથી ચાલી આવતી હોય એવું લાગ્યું. નિકોલસ ચોંકી ઊઠયો, અને ઊભો થઈ પોતાની બંદૂક ઉપાડી.

"કોણ છે ?" ભયથી તેણે પૂછ્યું.

"હું છું, બચ્ચા !" કોઈ સ્ત્રીનો સ્વર સંભળાયો, અને ચાંદનીના ઝાંખા પ્રકાશમાં નિકોલસે પોતાની માતાને ઓળખી.

"અરે ! માવડી, તું ?" બાળકે—હા, બાળકે, કારણ કે નિકોલસ તેની મા સમક્ષ બાળકની જેમ જ વર્તતો—વિસ્મયથી પૂછ્યું.

"બેટા ! આજ તું સુતો કાં નથી" ડોસીએ હૃદયભેદક અવાજે કહ્યું, "તું ઉદાસ કેમ છે, ભાઈ ?! તને શું...." તે વધુ ન બોલી શકી, અને બારી પર હાથ ટેકવી ડુસકાં ભરવા લાગી. નિકોલસ તેની પાસે ગયો. કંઈ કહેવાનો પ્રયત્ન કર્યો; પણ તેની માતાનો ડૂમો પણ અથાગ હતો. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, પણ વાચા ન ખુલી ઘણી વાર સુધી આંસુ ટપક ટપક નીચે પડતા રહ્યા. હવે નિકોલસ પણ ન રહી શકયો. તે પણ બાળકની જેમ રડી પડયો, અને ડ્રુસકાં ખાવા લાગ્યો. તે માંડ માંડ બોલી શકયો. "મા ! ઈશ્વરના નામ પર શ્રદ્ધા રાખો. વગર મફતના કમજોર ન બનો...."

"ઓહ ! કોલીઆ ! પોતાના એકના એક છોકરાને દુઃખી અને ગમગીન જોઈ, અને તેને ભૂતની જેમ ભટકતો જોઈ, માના હૃદયમાં શું શું થાય એ તો જે માતા હોય એ જ સમજી શકે. હવે તો આંસુ પણ નથી રોકી શકાતાં.

નિકોલસ ત્યાં ઊભો ન રહી શકયો. તે કોટડીના એક ખૂણામાં ઉભડક પગે બેઠો, અને બે હાથમાં મોં છૂપાવી ડ્રુસ્કે ડ્રુસુકે રડવા લાગ્યો. તેના ગાલો પર ગરમાગરમ ખારાં આંસુઓની રેલ ઉપર રેલ આવવા લાગી. હૃદય અંદરખાનેથી અસહ્ય પીડાથી કોતરાવા લાગ્યું.

મેરીઆ અંધારામાં રસ્તો શોધતી શોધતી દીકરા પાસે ગઈ. તેણે પુત્રના ખભા પર પોતાનું માથું ટેકવ્યું, અને છૂટા મોઢે રોવા લાગી. એકબીજાને લપેટાઈને કલાકો સુધી બંને આ રીતે રોતા રહ્યાં. ત્યાર પછી ત્યાંથી ઊઠી બાકડા પર બેઠા. માતાએ પુત્રનો હાથ પકડી લીધો. તેની પાતળી સુકાઈ ગયેલી

આંગળીઓથી નિકોલસનો હાથ વધારેને વધારે જોરથી દબાવવાનો પ્રયત્ન કરવા લાગી.

"ના, ના. જરૂર ! સાચી વાત છે ! મારે એક પળ પણ અહીં રોકાવું ન જોઇએ. મારે જરૂર ચાલ્યા જવું જોઇએ. માવડી ! માતા ! અરે બા ! મારે તમને છોડીને સદાને માટે ચાલ્યા જવું જોઇએ." ડૂમો ખાતાં ખાતાં તે બોલ્યો.

"કેમ, શું ? બકે છે ? ભાઈ ! તારા પિતાએ તને કાંઈ સંભળાવ્યું તો નથીને ?" વૃદ્ધાનો વાત્સલ્યભર્યો હાથ નિકોલસના માથા પર ફરવા લાગ્યો. નિકોલસ માતાના ખોળામાં સુઈ ગયો. તેને સ્વપ્નું આવ્યું. તેને પોતાનું સુખી, નિર્દોષ, નિષ્પાપ બાળપણ યાદ આવ્યું, તે જાણે એક નાનકડો બચુકડો બાળક છે. તેની માતાનું વાત્સલ્યઝરણ પણ એકધારૂં વહ્યા કરે છે. તેના બાળપણના સોણલાંએ તેને સુખી બનાવ્યો. થોડી વારમાં એ સુખદ સોણલું મેરીઆના ઊનાં આંસુના એક જ ટીપે ઉડાડી દીધું. આ વખતે તેની માતા તેને એટલી વહાલી લાગી કે તે પોતાનું સર્વસ્વ જીવન પણ સ્વાર્પણ કરવા તૈયાર થઈ ગયો. તેણે મેરીઆનો હાથ લઈ પોતાને હોઠે દાબ્યો. મેરીઆના નીર વધ્યાં.

"મારે શું કરવું જોઇએ ? મને કોઈ પણ રસ્તો સુઝતો નથી." તે ગણગણવા લાગ્યો, "આ જીવન મારે માટે હવે અસહ્ય થઈ પડ્યું છે. માટે હવે બને તેટલી ત્વરાથી દૂર, સુદૂર, ખૂબ દૂર, કોઈ અજાણી અણુપ્રીછેલી અવનીના અંતઃકરણમાં નાસી જવું જોઇએ."

"આવી નકામી વાત શું કરે છે ? બચ્ચા ! જરા તારા વૃદ્ધ પિતાનો તો ખ્યાલ કરે. તને તેના પર જરાય દયા નથી

જો, જો, જો. તે હજી પણ આંસુ સારી રહ્યાં છે? નિકોલસ! એના બુઢ્ઢાપાની દયા લાવી હવે હઠ છોડ! આહ! બાપુ! તુ......"

માતા હૃદયદ્રાવક વાણીથી જીવનમરણનો બોધપાઠ આપવા લાગી. માતાપિતાના વાત્સલ્યનું મધુર બ્યાન કર્યું, વૃદ્ધત્વનાં આગમનની ભયંકર કહાણી સંભળાવી, અને જીવનની શરૂઆતના અસહ્ય દુઃખોનું વર્ણન કર્યું.

આ વિચિત્ર વાતો નિકોલસ સાંભળી રહ્યો. વૃદ્ધત્વની વાત જો કે તે સમજતો ન હતો, પણ માતાના વાત્સલ્યની વાત તો સમજી શકયો, અને તેને શાંત્વન આપવા લાગ્યો.

મારું આટલું માની, એ જે કહે તે લખી આપ, બેટા!" મેરીઆએ દુઃખી અવાજે કહ્યું.

નિકોલસને રાતની વાત યાદ આવી. તેણે નકારમાં માથું હલાવતાં જવાબ આપ્યો, "ના, ના, ના. તે કદી નહિ બની શકે! જો તમને મારા ઉપર જરા જણ વહાલ હોય, તો મને આ વાત ન કરો." તેણે એક ઠંડી આહ નાંખી અને પછી ગણગણ્યો, "બસ, એ જ બરાબર છે. મારે નાસી જ જવું જોઇએ. બીજો કોઇ રસ્તો નથી."

"'નાસી જવું, નાસી જવું, ચાલ્યા જવું' એમ કેમ બકયા કરે છે? ભાઇ! તું કયાંય ન જતો, તારા પિતાની અવસ્થાનો તો જરા ખ્યાલ કર. તને એટલો પણ વિચાર નથી આવતો? નિકોલસ! તું એટલો બધો નિર્દય અને નિષ્ઠુર છે?"

નિકોલસ મુંગો રહ્યો. થોડી ક્ષણો બંને શાંત રહ્યાં. બંનેના મગજમાં અવનવા વિચારોની જબરી અવરજવર શરૂ થઈ, વાતાવરણ શાંત હતું. આ ભયંકર શાંત વાતાવરણ નિહાળવા જાણે રાત્રી બારીમાંથી ડોકિયાં કરતી હોય એમ લાગતું હતું.

*　　*　　*

નજદીકના મકાનના ઓરડામાં એક દિવો ઝગમગ ઝગમગ થયા કરતો હતો. ઈશુનું ચિત્ર ઓરડાની દિવાલ પર લટકતું હતું. એ ચિત્ર સામે જોઈ બુદ્ધો ઘુંટણીએ પડી પ્રાર્થના કરતો હતો, “હે દિનબંધુ! હે પરમ પિતા! આ છોકરાની રક્ષા કરો, અને તેને સીધો રસ્તો બતાવો!”



૯

ઉનાળાની ભયંકર ગરમી હતી. આકાશ નિર્મળ હતું. સૂર્યદેવ પોતાના અસલ સ્વરૂપમાં આગ વરસાવી રહ્યા હતા. ચકલીઓ સડકની ધૂળમાં ન્હાતી હતી, અને પોપટ પાંજરામાં પોતાની પાંખો પ્રસારી ઘરેડતો હતો. આખું ગામ આ અસહ્ય, પ્રચંડ ગરમીથી તોબા તોબા પોકરી રહ્યું હતું. સૌ પોતપોતાના ઘરમાં ઘોરતા હતા, કોઈને પોતાના આડોશીપાડોશીની હાલત જાણવાની પણ દરકાર ન હતી. આ સમયે પાસેના બગીચાવાળા મકાનમાં શી હીલચાલ થતી હતી તે જાણવાની કોઇને દરકાર ન્હોતી પડી.

બગીચાવાળા મકાનની ડેલીએ એક ગાડી આવીને ઊભી હતી. ઘોડા તેમના શરીર પરની માખીઓ પૂછડાં વતી ઉડાડી રહ્યાં હતાં ગાડીવાન એક પાસેના ઓટલે બેસી જોડા પરની ધૂળ ખંખેરતો હતો. ચારે બાજુ બધું સુમસામ હતું. ખડકીના બારણામાંથી કોઇની દર્દભરી ચીસો સંભળાતી હતી. કોણ જાણે કોની હશે ?! તે ચીસો જ માત્ર, શાંતિનો ભંગ કરતી હતી. તે વ્યક્તિ કોઈ જબ્બર પીડામાં પીડાતી હોય, અને અતિ વેદનાને કારણે તે ચીસો પાડતી હોય—કણુસતાં કણુસતાં બૂમો પાડતી હોય—એમ લાગતું હતું.

સાથો સાથ લાગતું હતું કે તે વ્યક્તિ એકલી નહિ હોય; કારણ કે જ્યારે તેની વેદનાની ચીસ સંભળાતી ત્યારે તુરત કોઈનો શાંત્વન આપતો અવાજ આવતો. કોઈ કોઈ વાર કોઈના પગના અવરજવરનો અવાજ પણ સંભળાતો. થોડી વાર, પછી બધાં શાંત થઈ જતાં હતાં, અને વાતાવરણ ભયંકર બિહામણું દીસતું હતું પરંતુ તરત જ વળી પાછી ચીસો સંભળાતી, તેને આશ્વાસનના પ્રયત્ન થતા, અને દોડધામ મચી રહેતી.

"કોણ આવ્યું છે?" એક વ્યક્તિએ ગાડીવાન પાસે આવી ધીમેથી પૂછ્યું.

"દાકતર સા'બ." ગાડીવાને જવાબ આપ્યો.

આવનારે મોટો વજનદાર નિસાસો નાંખ્યો. તેણે પોતાની છતરી બંધ કરી દીધી, અને એક દોડધામનો અવાજ આવતાં મકાન તરફ જોયું. આ નામદાર બીજું કોઇ નહિ, પણ સ્ટીફનના મિત્ર મુનીમ જ.

મુનીમ સડક પર ઊભા ઊભા ડેલીની તડમાંથી અંદર જોના લાગ્યો. ત્યાં તેને કોઇ વ્યકિત બહાર આવતી જણાઈ, એટલે તે એક બાજુ છાનોમાનો ઊભો થઇ ગયો. તેના ચહેરા પર પરસેવાનાં બિંદુ જામ્યાં હતાં, અને તે વારંવાર રૂમાલ વતી તે લુછતો હતો.......

ડેલીનું બારણું ઉઘડયું, અને એક ગામડીઅણ જેવી બાઈ બહાર ઝૂમાઇ તેના ચહેરા પર ગમગીની છાઇ ગઈ હતી. ને ખૂબ ભયભીત દેખાતી હતી. મુનીમને દેખતાં જ તેની આંખોમાંથી ધારા વહેવા લાગી।

"કાં, શું થયું છે?" મુનીમે પૂછયું.

સ્ત્રી ડૂસકાં ભરવા લાગી. તેણે મોઢું કપડામાં છૂપાવી દીધું, અને બોલી, "બીચારા ડોસા પર તો આભ તૂટી પડયું છે. આ વજ્ર સમી ચોટે તેના કલેજાના ચૂરેચૂરા કરી નાખ્યા છે. નથી તેના હાથપગ હાલતાં, કે નથી કાંઈ બોલતા. માત્ર આંખની કીકી ચારે બાજુ ફરી કંઈક જોવા તલસી રહી છે.

વાત પૂરી થતાં પહેલાં જ તે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી, અને નાક ખંખેરતાં બોલી, "આપ અંદર આવોને!"

"આવવાથી શો ફાયદો? હવે શું થાય?" નમ્ર સુરે મુનીમે કહ્યું તે જબ્બર નિસાસા સાથે ડેલીના ઓટા પર બેસી ગયો. ગાડીવાન આ ગૃહસ્થની પાસે બેસવામાં પોતાને નાલાયક સમજી ત્યાંથી ઊઠી ઊભો થઈ ગયો.

"અને ઓ'ને તો તમે જોયો છેને?" બાઈએ પૂછયું.

"કોને!"

"નિકોલસને...."

"ના, ના." મુનીમે આશ્ચર્ય ચકિત થઈ પૂછયું, "કેમ, તે કયાં ગયો છે?"

"આહ! એ તો ઓરડીમાં એવો નિશ્ચિંત થઇને સુઇ રહ્યો...." બિચારી બૈરી વધારે બોલી ન શકી; તેનું ગળું રૂંધાઇ ગયું. તેને છેડામાં મોઢું સંતાડી દીધું અને બારણામાં છૂપાઇ ગઇ.

તે સમયે મેદાનની પેલી બાજુથી એક ડોસો, મુનીમ પાસે આવ્યો, અને કંઈ ગડમથલ કરવા લાગ્યો. તેની આંખો

આસ્માની ગોગલ્સના ચશ્મા હતાં, અને માથા ઉપર ઊંચી દિવાલની ટોપી પહેરી હતી.

થોડી વાર સુધી બારીમાંથી ડોકિયાં કર્યા પછી તેણે કહ્યું, "મને લાગે છે કે આપણે જવું જોઇએ ન જઇએ તો ઠીક ન ગણાય."

મુનીમે હકારમાં માથું નમાવ્યું, અને ઊઠીને અંદર ગયા, અને સ્ટીફનના સ્નાનાગાર તરફ આંગળ વધ્યા. ને ઓરડી આગળ ગામનાં સ્ત્રીપુરુષો અને બાળકોની નાનીશી મેદની જામી હતી. તેઓ કંઇક આતુરતાથી નિહાળી રહ્યા હતા. પરંતુ બારણાને તાળું મારવામાં આવ્યું હતું, અને પોલીસનો પહેરો મૂકવામાં આવ્યો હતો........

સ્ત્રીઓ જોવા માટે પડાપડી કર્યા કરતી હતી. છેટેથી તડ-માંથી જોતાં અંદર પડેલા માણસના પગ નજરે પડતાં હતાં. તે નવા મોજાંથી ઢંકાયેલાં હતાં. સ્ત્રીઓ તે જોઈ ડરવા લાગી, અને અંદર અંદર ગુણગુણાટ કરવા લાગી કરવા લાગી, "શું તે એમના પગ છે!

"હા, હા. તેમના જ છે."

"ત્યારે મને પણ જોવા દ્યો. તમે તો ખૂબ જોયું. ત્યારે હવે સરકારી તપાસ પણ થશે?"

"એમાં વળી શું કહેવાપણું છે!"

"હે ઈશ્વર!"

માણસો આવતાં હતાં, ડોકિયાં કરીને અંદર જોતાં, અને ચાલ્યા જતાં પરંતુ, તે જોતા હતાં, અને જેને જોવા માગતાં

હતાં તે તો એવી કુંભકર્ણની નિદ્રામાં પડયો હતો કે જેનું જ્ઞાન પણ તેઓને ન હોય.

શાંત માનવીની માફક નિકોલસ એક બાકડા પર ચિર નિદ્રામાં પડયો હતો. નજીકમાં જ એક ડાયરી હતી. એના ખુલેલા પાના પર એક ગુલાબનું ચીમળાયેલું ફૂલ પડયું હતું.

બીજે દિવસે પ્રાતઃકાલ થયો. પ્રભાતનો વાયુ મીઠી લહેરથી વહેવા લાગ્યો. ચારે બાજુ નિરતબ્ધતા પથરાઈ ગઇ હતી. માત્ર ચર્ચ (દેવળ) માં ટન્ ટન્ ટન્ કરતો ઘંટારવનો અવાજ સમગ્ર વાતાવરણને કંપાવી મૂકતો હતો.

ઠાઠડી સ્મશાન તરફ જવા લાગી, ગામના પ્રતિષ્ઠિત માણસો સાથે સાથે, ધીમે ધીમે ચાલતાં હતાં. આગળ સ્થાનિક ચર્ચની ભજન મંડળી હતી. તેઓ વિષાદપૂર્ણ સ્વરથી ભજન ગાતાં ગાતાં ચાલતાં હતા. જ્યારે ભજન મંડળી ભજન ગાવું બંધ કરતી, ત્યારે એકાએક પક્ષીઓનો કિલકિલાટ અને કોલાહલ સંભળાતો.

જનાના પછવાડે એક વૃદ્ધા લથડતી લથડતી ચાલતી હતી. પોલીસ દારોગો તેને પોતાની ખાંધનું ટેકણ આપી ચાલતો હતો. બીજી બાજુ નાયબ દરોગો પણ તેનો હાથ પકડી ચાલતો હતો. વૃદ્ધાની દશા શોચનીય હતી. તેની આંખમાં આંસુ ન હતાં, ન્હોતી તે બોલતી, ન્હોતી રોતી. કેવળ ચકળવકળ આંખે ઠાઠડી જોઇ પોતાનું માથું હલાવ્યે જતી હતી.

ગામના બીજા અગ્રગણ્ય લોક દારોગા સાથે ચાલતાં હતાં. દરેકનું મન એક જ વાતે વિહ્વલ બની રહ્યું હતું. તેઓની

નજર એ વૃદ્ધા પર ચોંટી હતી. દરેકના હૃદયસાગરમાં તે વૃદ્ધ માતા અને તેના મૃત પુત્ર પ્રત્યે શોક અને સહાનુભૂતિના મોજાં ઉછળી રહ્યાં હતા.

શ્મશાનમાં પહોંચ્યા પછી કેલીઆજીન ઠાઠડી પાસે આવ્યો, અને પોતાના તરફથી સહાનુભૂતિ ભરેલાં બે શબ્દો બોલવા લાગ્યો. પણ તે એક વાક્ય પણ પુરું કરી શકયો નહિ, "આપ લોકો તેને માટે ચિંતા નહિ કરતા, દરેક માણસને વહેલા મોડા જવાનું છે, તેમાંય યુવાની અકાળ મૃત્યુ તો......."તેનો અવાજ ગળગળો થઇ ગયો, અને હૃદયની લાગણી આંખ વાટે વહેલા લાગી.

અત્યાર સુધી જડ જેવી બની ગયેલી મેરીઆ હવે પોક મૂકીને, નાના બાળકની માફક, રોઈ પડી, અને બીજાના હાથ-માંથી છૂટવાનો પ્રયત્ન કરવા લાગી. દરોગાનું હૃદય ભરાઈ ગયું. કદી ન રડતો એવો એ રુક્ષ માનવી પણ રડયા વગર ન રહી શકયો. તે કંપિત સ્વરે બોલ્યો, "ધીરજ રાખો. એ આપણા હાથની વાત નથી. સઘળી ઇશ્વરની અકળ લીલા છે. પછી રોવા કકળવાથી શો ફાયદો ?"

"માડી ! બધાને એક દિવસ આજ રસ્તે જવાનું છે." નાયબ દરોગાએ સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું, "આપણે બધાં એક દિવસ, આ જ રીતે અહીં જ દટાવા આવવાના છીએ."

પરંતુ, મેરીઆએ કાંઇ ન સાંભળ્યું, ધીમે ધીમે તેનું હૈયું ફાટ ફાટ થવા લાગ્યું, અને તે હૈયાફાટ—છાતીફાટ—રડવા લાગી. તેના આ કરુણ રૂદનમાં કેલીઆજીનનું ભાષણ કોઇએ સાંભળ્યું નહિ.

છેવટે લાશને દફનાવવામાં આવી.

"કોલીઆ !" વૃદ્ધાએ ઠુઠવો મૂકયો. "અરેરે ! આ તેં શું કર્યું ! મારા લાલ !"

દારોગાએ પોતાની પાસેનો રૂમાલ કાઢયો. કબ્રની આજુ-બાજુ ઊભેલા બધાની આંખો ભીની થઈ.

પેટી પર માટી ભરી દેવામાં આવી હતી. બધાં વણબોલ્યા ખસી ગયા. શ્મશાન ફરી સુમસામ બની ગયું. કેવળ આ ડોશી, ઝાડમાં કિલકિલાટ કરતાં પક્ષીઓ સાથે એકલી અટૂલી રહી ગઈ. પક્ષીઓ તો હંમેશ જેમ કૂદતાં હતાં, નાચતાં હતાં, એને ગાન ગાતાં હતાં. પરંતુ મેરીઆ કબર પર ફૂલો ચડાવી બેઠી બેઠી રડયા કરતી હતી. તે નિર્નિમેષ નયને માટીનો ઢગલો નિહાળી રહી હતી. અને થોડી થોડી વારે ધીમા દર્દભર્યા અવાજે ગણગણતી હતી.

"હાય, રે બેટા ! મારા લાલ !"

